

શીરડી ગ્રંથમાળા

# શ્રી સાંઈબાબાનું લઘુ ચરિત્ર




મૂળ લેખક: (અંગ્રેજીમાં)

**બી. વી. નૃસિંહસ્વામી**





ભાષાંતર કર્તા:

**હીરજીભાઈ એમ. સુચક, બી.એ.**

ઉજ્જૈન.





પહેલી આવૃત્તિ

પ્રત ૧૦૦૦

૧૯૪૧





મૂલ્ય રૂ. ૦-૪-૦


આ પુસ્તકના વેચાણથી ઉપજેલી રકમ શ્રી સાંઈબાબાના જીવનને લગતાં પુસ્તકો છાપવામાં ખર્ચવામાં આવશે.

# સાંઇ સંસ્થાન વિષે થોડી માહિતી

શીરડી ગામ કોપરગામ સ્ટેશનથી ૧૧ માઇલ અને ચિતળી સ્ટેશનથી ૧૪ માઇલ થાય છે. આ બંને સ્ટેશનો જી. આઇ. પી. રેલ્વેની ધોંડ–મનમાડ લાઇન ઉપર આવેલાં છે. કોપરગામને સ્ટેશને શીરડી જવાના ટાંગા મળે છે. ગામ સ્ટેશનથી ત્રણ માઇલ દૂર છે. ગામમાંથી શીરડી સુધી જવા મોટરબસ મળે છે. ચિતળીથી પણ બસ મળે છે. કોપરગામ ગોદાવરી નદીના કિનારા પર આવેલું છે. ત્યાં નદી ઉપર બાંધેલા પુલથી જઇ શકાય છે. પણ પૂર આવ્યું હોય ત્યારે હોડીઓથી જવાય છે. ચિતળીથી જવામાં કોઇ નદી ઓળંગવી પડતી નથી. જો કોઇ લોકોને સ્પેશિયલ બસ જોઇતી હોય તો ચિતળીને રસ્તે ચિતળીના સ્ટેશન માસ્તરના ઠેકાણા પર ગંગારામ મોટર કંપનીને થોડા દિવસ અગાઉથી ખબર આપવી પડે છે. જો કોપરગામને રસ્તે જવું હોય તો શીરડી સાંઇ સંસ્થાનના ચીફ કલાર્કને અથવા મોટર એજન્ટને ખબર આપવી જોઇએ. તેનું સરનામું 'ગામ શીરડી, રહાટા પોસ્ટ ઓફીસ થઇને, જીલ્લો અહમદનગર' એમ કરવું જોઇએ. કાગળમાં કયે રસ્તે જવું છે અને સ્ટેશને કઇ તારીખે અને કેટલે વાગ્યે ઉતરવામાં આવશે તે જણાવવું જોઇએ અને સ્પેશિયલ બસના ભાડા પેટે અગાઉથી રૂ. ૫) મનીઓર્ડરથી મોકલી આપવા જોઇએ. જે લોકો મુંબઇથી અગર તો મનમાડની ઉત્તરેથી જતા હોય તેમને કોપરગામની ટિકીટ લેવાનું વધારે અનુકૂળ પડશે. જે લોકો પુનાથી અગર તો ધોંડ સ્ટેશનની દક્ષિણ તરફથી જતા હોય તેમને ચિતળીને સ્ટેશનથી જવાનું વધારે ઠીક પડશે.

બાબાની સમાધિનાં દર્શને જે લોકો જાય તેમને નહાવા માટે ગરમ પાણી, ભોજન તથા ઉતારા માટે વ્યવસ્થા કરી આપવામાં આવે છે. પણ આ માટે તેમણે સાંઇ સંસ્થાનના મુખ્ય કારકુનને નીચેને શિરનામે ખબર આપવી જોઇએ:—

ચીફ કલાર્ક, સાંઇ સંસ્થાન, શીરડી, પોસ્ટ રહાટા,
જીલ્લો અહમદનગર.



"Why should any fear when I am here"

"Cast all your Burdens on me and I will bear them"

**SHRI. SAI BABA, SHIRDI.**



# શ્રી સાંઈબાબા

## શીરડીના સંત શ્રી સાંઇબાબાનું લઘુ ચરિત્ર

**પ્રકરણ ૧ લું... ... ... ... ... ...શ્રી સાંઇબાબા**

મુંબઇ ઇલાકાના પ્રસિદ્ધ સંત પુરૂષનું આ નામ છે. કેટલાક લોકો તેમને સંતપુરૂષ, ભાગવતોત્તમ, સિધ્ધેશ્વર, પરમજ્ઞાની, અવતાર અગર ઓલિયા કહે છે. તેમનો જન્મ નિઝામના રાજ્યમાં પાથરી નામનું એક ગામ છે ત્યાં એક બ્રાહ્મણ કુટુંબમાં થયો હતો. તેમના બાળપણમાં તેમને એક મુસલમાન ફકીરને સોંપવામાં આવ્યા હતા; પણ ત્યારપછી થોડાંક વરસ બાદ ગોપાળરાવ દેશમુખ નામના એક બ્રાહ્મણની સંભાળમાં તેમને રાખવામાં આવ્યા હતા. આ ગોપાળરાવ સેલુ ગામના વ્યંકટેશ ગુરૂ તરીકે ઓળખાતા હતા. સાંઇબાબાએ પોતાની બાળવયમાં પણ આ ગુરૂની સેવા એટલા પ્રેમ અને ઉત્સાહથી કરી કે પ્રેમમાર્ગમાં તેઓ બહુ આગળ વધ્યા અને ગુરૂની પૂર્ણ કૃપાને પાત્ર થયા, અને તેને પ્રતાપે એટલી નાની ઉમરમાંજ તેઓશ્રી ભકિત, જ્ઞાન અને વૈરાગ્યના વિષયમાં પારંગત થઇ ગયા. તેમને પોતાને તો કોઇ સિદ્ધિ મેળવવાની ઇચ્છા નહોતી અને તેમણે તેની પ્રાપ્તિ માટે કાંઇ ખાસ પ્રયત્ન પણ કર્યા નહોતા. તો પણ આપણે જેને સિદ્ધિઓ તરીકે ઓળખીએ છીએ તેવી અદ્‌ભુત અને ચમત્કારિક શકિતઓ

આપમેળેજ તેમનામાં પ્રગટ થવા લાગી. પોતાના ગુરૂને તેઓ પ્રભુ સમાન માનતા હતા અને ઇશ્વરની તેમજ ગુરૂની ભકિત સિવાયની બીજી કોઇપણ બાબતમાં તેમનું ચિત્ત લાગતું નહોતું. તેમને અનાયાસે પ્રાપ્ત થએલી તેવી સિધ્ધિઓથી ઘણાંનાં મગજ ખસી જાય. પણ બાબા તો આવી સિધ્ધિઓની કાંઇ પરવા કરતા નહોતા. તેમણે આ સિધ્ધિઓનો કાંઇ વિકાસ કર્યો નહિ અને કેટલોક વખત સુધી તો તેમને પ્રગટ પણ થવા દીધી નહિ. પ્રેમમગ્ન થઇને હરિનામ સ્મરણ કરવામાંજ તેઓ મસ્ત રહેતા હતા અને સિદ્ધિઓના ચમત્કાર તો કોઇક વખતેજ બતાવતા હતા.

સાંઇબાબાની નાની ઉમરમાં જ તેમના ગુરૂ પરલોકવાસી થયા. પછી તો તેમણે ફકીરી લીધી અને જ્યાં ત્યાં ફરવા લાગ્યા. કેટલાંક સ્થળોએ ભ્રમણ કર્યા પછી, તેઓશ્રી સોળ વરસની ઉમરે શીરડી પહોંચ્યા. ત્યાં થોડો સમય રહ્યા પછી પાછા ફરવા નીકળી પડયા. છેવટે વીસ વરસની ઉમરે પાછા શીરડી આવ્યા અને તારીખ ૧૫ મી અકટોબર સને ૧૯૧૮ ને દિવસે તેમણે દેહ છોડયો ત્યાં સુધી ત્યાં જ રહ્યા. આ શીરડી ગામ મુંબઇ ઇલાકાના અહમદનગર જીલ્લાના કોપરગામ તાલુકામાં આવેલું છે.

સાંઇબાબા શીરડીમાં રહેવા આવ્યા ત્યાર પહેલાં જ તેમના આત્માની બહુ ઉન્નતિ થઇ ચૂકી હતી અને ભકિતમાર્ગમાં તેઓ પૂરા પ્રવીણ થઇ ગયા હતા. દિનરાત ગુરૂ–ગોવિંદના ધ્યાનમાં મસ્ત રહેતા અને સાધના માટે હરિનામનો જપ કર્યા કરતા હતા. તેઓ ખરા તપસ્વી હતા. ખાવાપીવાની કે બીજાં શારીરિક સુખની તેમને જરાપણ પરવા નહોતી. ભીખ માગીને રોટલો ખાતા હતા. એક કફની પહેરતા હતા અને એક લીમડાના ઝાડ નીચે પડયા રહેતા હતા* અને થોડા

---

* कर तल भिक्षा तरु तल वास:

સમય બાદ એક મસીદમાં કે ચોરામાં રહેવા લાગ્યા હતા. સંસારી લોકથી તેઓ બને તેટલા દૂર જ રહેતા અને સંત પુરૂષો અને આધ્યાત્મિક વૃત્તિવાળા માણસોનો જ સમાગમ કરતા હતા. છતાં પણ કોઇ માંદું પડયું હોય તો તેની સારવાર કરવા કે ઓસડવેસડ આપવા તો જતા હતા. પણ તેને માટે કોઇપણ પ્રકારનો બદલો લેતા નહોતા. તેમનામાં જે દૈવી શક્તિ હતી તેની ખબર તેમના સમાગમમાં આવનારા સાધુસંતોને અને તેમની કાયમ સેવા કરનારા મ્હાલસાપતિ જેવા થોડા ઘણાને જ હતી. એક સાધુ તેમની બાબતમાં એમ બોલતા હતા કે "એ તો ઉકરડે પડેલો હીરો છે" અને બીજા એક સાધુ એમ કહેતા હતા કે "તેઓ કેવા પરમ રામભકત છે તેની દુનિયાને કોઇ સમયે જરૂર ખબર પડશે." પણ શીરડી ગામના ઘણાખરા લોકો તેમની કિંમત જાણતા નહોતા. તેઓ તો એમ જ માનતા હતા કે આ તો કોઇ નમાલો અને ડાગળી ચસકેલ ફકીર છે.

સાંઇબાબા ગામમાંથી તેલ માંગી લાવીને મસીદમાં દીવો કરતા હતા. એક દિવસે ગામમાંથી કોઇએ તેલ આપ્યું નહિ. આથી બાબાએ કોડીઆમાં પાણી ભરીને તેમાં વાટયો મૂકીને આખી રાત દીવા બાળ્યા. આ ચમત્કાર થયા પછી ગામ લોકોનો હલકો અભિપ્રાય નાશ પામ્યો અને તેમના મનમાં બાબા માટે પૂજ્યભાવ જાગ્રત થયો. આ સમયે બાબાએ લોકોને ઓસડવેસડ આપવાનું કામ બંધ કર્યું હતું. થયું એમ કે એક દિવસે હરિનામનો જપ કરતાં કરતાં બાબાને સાક્ષાત્કાર થઇ ગયો અને શ્રીહરિનો પ્રસાદ મળ્યો. ત્યારથી તેઓ રોગીઓને દવાને બદલે પોતાની ધુણીમાંથી રાખ (ઉધિ) આપવા લાગ્યા. મસીદમાં પોતાની પાસે તેઓ કાયમ ધૂણી ચેતતી રાખતા હતા. જે કોઇ દરદી તે રાખ ફાકી જાય કે શરીરે ચોપડે તેના રોગ મટી જતા હતા. કોઇને ભૂતપ્રેતનો વળગાડ હોય કે કોઇના ઉપર કોઇએ જાદુટોણું કર્યું હોય

કે કોઇ માનસિક આઘાતથી પીડાતું હોય તો તેને પણ ધૂણીમાંની રાખ આપતા અને બાબાના આશીર્વાદથી આવા લોકો પણ સાજા થઇ જતા. આવા પરોપકારનાં કામોમાં બાબા નાનામોટાનો કે ધર્મનો કે જાતનો ભેદ રાખતા નહોતા. સૌને સમાન ગણતા હતા અને કોઇની પાસેથી કાંઇપણ બદલો લેતા નહોતા. આ વખતે તેમની પાસે મોટે ભાગે તો શીરડી કે તેના આસપાસના ગામડાના લોકોજ આવતા હતા.

શીરડીની નજીકમાં ગોપાળરાવ ગુંદુ નામના રેવન્યુ ઇન્સ્પેકટર રહેતા હતા. તેમને બબ્બે જીવતી બાયડીઓ હોવા છતાં કાંઇ છોકરાં થતાં નહિ હોવાથી મન ઉદાસ રહ્યા કરતું હતું. એક વખતે તે સાંઇબાબા પાસે ગયા અને કાંઇપણ સંતાન થવા માટે બાબાની પ્રાર્થના કરી. બાબાએ તેને આશીર્વાદ આપ્યો અને તેને પ્રતાપે યોગ્ય સમયે તેને પુત્રરત્નની પ્રાપ્તિ થઇ. આ વાત તેના ઓળખીતાપાળખીતા અમલદારોમાં અને મિત્રમંડળમાં જાણવામાં આવી અને પછી તો બહારના સંખ્યાબંધ લોકો બાબાની મદદ અને આશીર્વાદ મેળવવા માટે આવવા લાગ્યા.

સને ૧૮૯૨ ના અરસામાં પૂનાના ડિસ્ટ્રિક્ટ કલેકટરના ચીટણીસ, નારાયણ ગોવિંદ ચાંદોરકર ( ઉર્ફે નાનાસાહેબ ચાંદોરકર ) બી.એ., અને તેમના સિપાઇ ગણપત દત્તાત્રય સહસ્રબુધ્ધે ( જે આગળ ઉપર દાસ ગણુ મહારાજ તરીકે પ્રસિદ્ધ થયા છે તે ) બાબાના દર્શને આવ્યા હતા. બાબાની ચમત્કારિક શકિત, સાદી રહેણીકરણી, સંપૂર્ણ પવિત્રતા અને સ્નેહાળ સ્વભાવની તેમના ઉપર એટલી ઊંડી છાપ પડી કે તેઓ જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં બાબાની કીર્તિ ફેલાવવા લાગ્યા અને તેને લીધે સને ૧૯૦૮ ની સાલથી તો દર અઠવાડીએ સેંકડો માણસો બાબાનાં દર્શન કરવા અને આશીર્વાદ મેળવવા માટે આવવા લાગ્યા. શ્રીમંત સરદારો અને ભિખારીઓ, રેવન્યુ કમિશનર

મી. કર્ટિસ જેવા મોટા અમલદારો તેમજ નાના કારકૂનો તથા વકીલો, લોકમાન્ય તિલક જેવા દેશનેતાઓ તેમજ અજ્ઞાન ગામડીઆઓ, હિંદુ, મુસલમાન તેમજ પારસી સ્ત્રીપુરૂષો અને બાળકો તેમજ સાધુસંતો અને સંસારીઓ અને કેટલાક બદમાસો પણ સાંઇબાબાનાં દર્શને આવતા હતા.

આવા જાતજાતના લોકો સાંઇબાબા પાસે આવતા હતા તે ઉપરથી તેમનો સ્વભાવ તથા ગુણશીલ કેટલા ઉત્તમ પ્રકારનાં હશે તથા તેમનામાં કેવી અદ્ભૂત શકિત હશે તેનો ખ્યાલ આવી શકશે. સાંઇબાબાનો સ્વભાવ તથા ધર્મકર્મ સમજવા ઘણા લોકોએ કોશીશ કરી છે પણ તેમાં તેઓ ફાવ્યા નથી, કારણ કે લોકો આ વિષે જેમ જેમ વધારે કોશીશ કરતા ગયા તેમ તેમ સાંઇબાબાનું વર્તન વધારે ગૂઢ અને રહસ્યમય થતું ગયું. આ વિષયમાં મોટા મોટા ગ્રંથો લખાયા છે. આ લઘુચરિત્રમાં તો તે વિષયમાં સહેજ ચંચુપાત જ થઇ શકયો છે. સાંઇબાબા કેવા હતા અને કેવા છે તેનો જીજ્ઞાસુઓને થોડો ઘણો ખ્યાલ આવે તે માટે કેટલીક હકીકત આગળ આપવામાં આવી છે.

પ્રથમ પહેલું તો એ જણાવવું જોઇએ કે પોતાનો દેહ છોડયો હોવા છતાં પણ શ્રી સાંઇબાબા હજુ સુધી હયાત છે, કારણ કે તેમના અસંખ્ય ભકતોમાંથી કોઇના ઉપર કાંઇપણ સંકટ આવે તો, જ્યારે તેઓ મનુષ્યશરીરમાં હતા ત્યારે જેમ મદદ કરતા હતા તેમ અત્યારે પણ તેમને અદૃશ્ય રીતે મદદ અને પ્રેરણા કર્યા કરે છે. આ બાબતમાં તેમના ઘણા ભકતો ખાત્રી આપી શકે તેમ છે. ભકતોના અનુભવોને લગતાં પુસ્તકોમાંથી આવા ઘણા દાખલા મળી શકશે. સને ૧૯૧૮ માં સાંઇબાબાએ દેહ છોડયો ત્યાર પહેલાં તેમને જેણે જોયા હતા તે ભકતો જ તેમની પ્રેરણા અને હયાતીની વાતો કરે છે એટલું જ નહિ પરંતુ ૧૯૧૮ ની સાલ પછી પણ કેટલાક લોકોને પોતાની સાચી

ભક્તિના પ્રતાપે બાબાનો સાક્ષાત્કાર થયો છે અને તેઓ બાબાની મદદ અને પ્રેરણા મેળવી શકયા છે અને હજુ પણ મેળવે છે. મદ્રાસ તરફના ભક્ત લોકોમાં ઘણાખરા આ બીજા પ્રકારના એટલે કે બાબાએ શરીર છોડયા પછીના છે.

સાંઇબાબા હજી પણ હયાત છે તેમાં આશ્ચર્ય જેવું કાંઇ નથી. પહેલી વાત એ છે કે આત્મા અમર છે અને જરૂર પડયે તે એક શરીરમાંથી બીજા શરીરમાં પ્રવેશ કરે છે. પણ વાત એમ છે કે વિદાય થતા હજારો આત્માઓમાંથી એવા કોઇક જ હોય છે કે જેનામાં પૂર્વ જન્મના પરિચયવાળા સંબંધીઓ સાથે સંપર્ક સાધવાની શકિત કે અનુકૂળતા હોય છે. એવા ઉચ્ચ કોટિના આત્માઓ જ પોતાની ઓળખાણવાળા જીવોને મદદ પહોંચાડી શકે છે. સાંઇબાબાએ આવી રીતે મદદ કર્યાના ઘણા પ્રસંગો બનતા જ રહે છે. દેહ છોડયા પહેલાંથી જ તેમણે પોતાના ભકતજનોને ચેતાવી રાખ્યા હતા કે દેહનો ત્યાગ કર્યા પછી પણ તેઓશ્રી તેમના સેવકો સાથેનો સંબંધ ચાલુ રાખશે. તેમણે પોતાના ભકતોને એવું જ્ઞાન આપ્યું હતું કે "હું "સાંઇ" નામ ધારણ કરનારા દેહમાં જ રહેલો છું એમ માનવું નહિ. હું તો સર્વવ્યાપી અને અંતર્યામી છું. સર્વ પ્રાણીઓના હૃદયમાં મારો વાસ છે." * ઘણી વખતે તેઓશ્રી ભકતોને પોતાની છબીમાંથી (સજીવ થઇને) દર્શન દેતા અને ઘણા ભકતોના ઘરમાં પોતે હાજર હોવાનો પરચો બતાવતા. શીરડીની મસીદમાં હરતા ફરતા સ્થૂલ દેહનો નાશ થવાથી એવી સર્વવ્યાપી મૂર્તિનો નાશ થઇ શકે નહિ. તોપણ કેટલાક ભકતોના મનમાં એમ થવા લાગ્યું કે સાંઇબાબાના શરીરનો નાશ થવાથી, તેમની સાથે સમાગમમાં આવીને પ્રેરણા

---

* શ્રીમદ્ ભગવદ્ ગીતાના ૧૦ મા અધ્યાયના ૨૦ મા શ્લોકમાં કહ્યું છે કે : अहमात्मा गुडाकेश सर्व भूताशय स्थितः

મેળવવાનો લાભ તેઓ કાયમના ગુમાવી દેશે અને પોતાની આવી બીકની વાત તેમણે બાબાને કરી, ત્યારે બાબાએ તેમને પાકો ભરોસો આપ્યો કે તેમની કબરમાંથી પણ તેમનું ખોળીઉં જવાબ દેશે અને કબરમાં રહેવા છતાં પણ તે કાયમ હરતાફરતા અને શકિતશાળી દેખાશે. આ વાત સાચી પડી છે. બાબાનાં વચનો હંમેશ સાચાં જ હોય છે.*

કોઇ સંતપુરૂષની વાત નીકળે તો સાધારણ રીતે એવા પ્રશ્નો ઊઠે છે કે તેઓ કયા ધર્મના હતા અને લોક કલ્યાણ માટે તેમણે શું શું કર્યું હતું અગર તો શું શું કરે છે?



## પ્રકરણ બીજું ... ... ... સાંઇબાબા અને તેમનો ધર્મ

બાબાનો મોટામાં મોટો ઉપકાર તો એ હતો કે તેમણે લોકોના મનમાં પરમેશ્વર ઉપરની આસ્થા દૃઢ કરાવી અને સદાચરણમાં પાકો વિશ્વાસ બેસાડયો. તેઓશ્રીના ઉપદેશથી ઘણા માણસો આસ્તિક બની પ્રભુભકિત તરફ વળ્યા હતા અને સદાચરણથી રહેવા લાગ્યા હતા. કેટલાક તો ભકિતમાર્ગમાં એટલા આગળ વધી ગયા કે પોતાના ઇષ્ટ દેવનાં સાક્ષાત્ દર્શન પામી શકયા. કેટલાકોને આત્મસ્વરૂપ વિષે જીજ્ઞાસા થઇ અને આત્મસાક્ષાત્કારના વિષયમાં સારી પ્રગતિ કરી શકયા. કેટલાક ભકતો સાંઇબાબાને જ પોતાના ઇશ્વર માનવા લાગ્યા અને તેમને પોતાનામાં અને પારકામાં તેમજ પશુપ્રાણીઓમાં

* શ્રી રામચંદ્રજીનાં જેવું જ સાંઇબાબાનું બિરદ હતું : अनृतं नोक्तपूर्वं मे नाचवक्ष्ये कदाचन । विद्धि मामृषिभिस्तुल्यं रामोद्वीर्नाभिभाषते ॥

બાબાનું જ સ્વરૂપ દેખાવા લાગ્યું. પ્રાણીમાત્ર ઉપર પ્રેમ કરીને જગતના કલ્યાણ માટે સતત પ્રયત્ન કરવો એ તેમના ભક્તોનો મુખ્ય ધર્મ હતો. જગતના કોઇપણ જાતના અથવા ધર્મના લોકને બાબા સરખી રીતે ચાહતા હતા અને તેમના ભક્તો ભિન્ન ભિન્ન જાતિ અને સંપ્રદાયના હોવા છતાં તેમનામાં પણ આવી ભાવના દૃઢ થયેલી જોવામાં આવે છે. તેમના પરિચયમાં આવતા સઘળા લોકોને પોતપોતાના ધર્મ તથા ઇશ્વર ઉપરની આસ્થા દૃઢ થતી અને સાંઇબાબા માટે વિશેષ પૂજ્યભાવ ઉત્પન્ન થતો. બાબાના હિંદુ ભક્તોને તો તેઓ સાક્ષાત ઇશ્વર તુલ્ય લાગતા અને પોતાના સાધારણ વ્યવહારમાં તેમજ મૃત્યુ જેવા વિકટ પ્રસંગોએ પણ તેમને બાબા તરફથી પૂરતી મદદ અને પ્રેરણા મળતી હતી. શ્રીમદ્ ભગવદ્ ગીતા, ભાગવત અને ઉપનિષદોએ પ્રતિપાદિત કરેલા ધર્મ અનુસાર તેમને જ્ઞાન મળતું હતું.

સાંઇબાબાના વિષયમાં જે થોડી ઘણી હકીકતો જણાવવામાં આવી છે તે ઉપરથી તેમને અમુક પંથના કે સંપ્રદાયના કહી શકાય એમ નથી. છતાં તેમની એક વાત તો બિલકુલ સ્પષ્ટ છે અને તે એ કે તેમનામાં દેહાત્મબુધ્ધિ નહોતી એટલે કે તેઓ આત્માને શરીરથી જુદો માનતા હતા. દેહીને દેહથી પૃથક્ જાણવો એ જ્ઞાનપ્રાપ્તિનું પહેલું પગથીઉં છે. જો કે વાતચીતમાં બાબા સામાન્ય રીતે રૂઢ થએલા અર્થમાં "હું" અને "મારૂં" એ શબ્દો વાપરતા હતા પણ જ્ઞાનમાં તો તે આવી ભાવનાથી પર હતા. તેઓ કયારેક કહેતા કે "સાંઇ નામધારી આ સાડાત્રણ હાથનું શરીર તે હું નથી." એક દિવસ તેમણે જાણીબુઝીને પોતાનો હાથ આગમાં દઝાડયો. હાથ દાઝી ગયેલો જોઇને એક જણે બાબાને કાંઇક દવા કરવાનું કહ્યું. ત્યારે બાબાએ કહ્યું, "આ આખા શરીરને ચિતા ઉપર બળતું જોઇએ ત્યારે કેવી મજા આવે?" કોઇ વખતે તેઓ કહેતા "હું નિરાકાર છું," "હું સર્વવ્યાપી છું." સાંઇબાબાનાં આવા કર્મોથી અને વચનોથી તેમના અંતઃપ્રકાશનો અને

પૂર્ણ નિર્લેપપણાનો ખ્યાલ આવી શકે છે અને તે ઉપરથી ધર્મના વિષયમાં તેમની શી માન્યતા હતી તેનો વિચાર થઇ શકે છે. તેમનો એવો મત જણાય છે કે ઉપાસ્ય દેવની ભકિતમાં ઉપાસક તન્મય થઇ જવો જોઇએ. ખાસ કરીને પ્રેમભકિત અને આત્મસમર્પણના સિધ્ધાંતને તેઓ પુષ્ટિ આપતા હતા. પ્રેમભકિત શરૂ થાય છે જો કે ભિન્ન સ્વરૂપથી તો પણ છેવટે તો (ઉપાસ્ય દેવ અને ઉપાસક) બંને એકબીજામાં લીન થઇ જઇને એક અને અદ્વૈત બની જાય છે. અંતરાત્માના સાક્ષાત્કારથી જેમ લયની પ્રાપ્તિ થાય છે તેમ પ્રેમની પરાકાષ્ટામાં પ્રેમ અને પ્રેમીનો ભેદ અદ્દશ્ય થઇ જાય છે. સાંઇબાબાએ આ વિષયનું જ્ઞાન બહુ થોડાને આપ્યું હતું અને થોડાજ ભકતોને દેહભાન વિલુપ્ત થઇ જવાથી મળતા બ્રહ્માનંદનો અનુભવ કરાવ્યો હતો. કયારેક સાંઇબાબા કહેતા કે "લોકમાન્યતા એવી છે કે તમે અને હું જુદા છીએ પણ એ માન્યતા જુઠી છે. તમે મારામાં છો અને હું તમારામાં છું." "મારા ભકતો મને તમારામાં, પોતાનામાં તેમજ બીજાં સર્વ પ્રાણીઓમાં જોઇ શકે છે." આ માટે બાબાએ મસીદની ભીંતનો દાખલો આપીને કહ્યું, "આ ભીંત વચમાં હોય ત્યારે તમે અને હું જુદા પડીએ છીએ. પણ જો આપણે આ ભીંતરૂપી આવરણ કાઢી નાંખીએ તો આપણે એકબીજાને પ્રત્યક્ષ થઇ શકશું. જ્ઞાની પુરૂષો ભેદ દૃષ્ટિથી જોતા નથી. તમે મારી ભકિત ચાહો તો ભેદદૃષ્ટિનો ત્યાગ કરો."

ઘણી વખતે સાંઇબાબા આવો ઉપદેશ દેતા. વળી કોઇ વખતે તેઓ કહેતા કે "હું એક ગરીબ ફકીર છું, હું ખુદાનો બંદો છું. અલ્લા માલિક, કર્તાકારવતા પ્રભુ છે." વળી કોઇ વખતે તેઓ એમ બોલી ઊઠતા કે, "હું ગણપતિ છું, હું લક્ષ્મીનારાયણ છું, હું મહાલક્ષ્મી છું, હું દત્ત છું. હું સર્વસ્વ છું. સાધુ, બદમાસ, પશુપક્ષી, બધું

હુંજ છું. હું વિશ્વવ્યાપી છું. બ્રહ્મા તેમ અલ્લાને મેંજ પેદા કર્યા છે, મારા હુકમ વગર પાંદડું પણ હાલી શકતું નથી." તેમણે આવા અનુભવો ઘણીવાર અનુભવ્યા છે

સાંઇબાબા કયો ધર્મ પાળતા હતા તેનો વિચાર કરતાં જણાય છે કે તેઓ બધા ધર્મો તરફ પૂજ્યભાવ રાખતા હતા. મુસલમાનો સાથે તેઓ ફાતીઆ પડતા હતા અને કુરાને શરીફ સાંભળતા હતા અને હિંદુઓ સાથે રામમંત્રનો ઉચ્ચાર કરતા હતા અને તેમને ગીતાનો બોધ કરતા હતા. પૂર્ણ સત્યતાથી તેમને માટે કહી શકાય કે તેઓ અમુક ધર્મ કે પંથના નહોતા, અગર તો તેઓ બધા ધર્મ અને પંથને માનતા હતા અગર તો તેઓ તે બધાથી પર હતા. તેઓશ્રી કોઇને પોતાનો અસલનો ધંધો છોડવાનું કહેતા નહિ પણ બધાને પોતપોતાનો ધર્મ પાળવાનું કહેતા. તેમની મસીદમાં, મુસલમાનો જેની સામે બેસીને નિમાઝ પડે છે તે નિબાર છે, પારસીઓ જેને પૂજે છે તે અગ્નિ છે અને હિંદુઓ જેને પવિત્ર માને છે તે તુલસી પણ છે. તેમની મસીદનું નામ પણ તેમણે "દ્વારકા માઇ" રાખેલું છે. બાબાના હુકમથી ત્યાં હંમેશાં હિંદુઓ તરફથી તેમના પુરાણો જેવા ધર્મગ્રંથો વંચાતા હતા અને મુસલમાનો તરફથી કુરાને શરીફ વંચાતું હતું. ત્રીસ વરસ સુધી બાબાની પૂજા એક હિંદુ ગુરૂદેવ તરીકે ષોડશોપચારથી અને રાજસ ઉપચારથી એક મહંત અને રાજાની માફક મરાઠી અને સંસ્કૃત મંત્રોથી થતી હતી અને વિધિસર તેમની આરતી ઉતારવામાં આવતી હતી.

કદાચ એવો પ્રશ્ન પૂછવામાં આવે કે "કોઇ અમુક ધર્મ કે સંપ્રદાય તરફ બાબાનું વિશેષ વલણ હતું ખરૂં કે?" તો તેના જવાબમાં ખાત્રીપૂર્વક કહી શકાશે કે બાબાનો ધર્મ "વિશ્વપ્રેમ"નો હતો. આ ધર્મ પ્રભુનાં પેદા કરેલાં બધાં પ્રાણીઓ ઉપર પ્રેમ રાખવાનું

શીખવે છે. આવા પ્રેમની અંદર જ્ઞાનનો સમાવેશ જરૂર થાય છે અને તેનો ઉદ્દેશ એ હોય છે કે સાકાર કે નિરાકાર અથવા પ્રત્યક્ષ કે પરોક્ષ સ્વરૂપે પ્રભુની પ્રાપ્તિ કરવી શ્રીમદ્ ભાગવતનો જેમણે ઊંડો અભ્યાસ કર્યો હશે તેમને સહેલાઇથી સમજણ પડશે કે જ્ઞાનમાર્ગ અને ભક્તિમાર્ગ એ બંનેનો મેળ સાંઇબાબા પોતાના આચરણમાં અને ઉપદેશમાં મેળવી દેતા હતા. પોતાના ભક્ત ઉદ્ધવેશ બુવાને સાંઇબાબા શ્રીમદ્ ભાગવતના સંબંધમાં એમ કહેતા હતા કે "તે પુરાણ મેં તમને સંભળાવેલું છે અને હજી પણ હું તમને તેનો જ બોધ કરૂં છું" અને એમ કહીને તેને અગીઆરમા સ્કંદમાં શ્રીકૃષ્ણ અને ઉદ્ધવનો જે સંવાદ છે તેનું મનન કરવાનું કહેતા હતા. શ્રીમદ્ ભાગવતમાં એવું ઘણે ઠેકાણે દર્શાવેલું જોવામાં આવે છે કે વાસુદેવ શ્રીકૃષ્ણ એ જ સર્વના આદિ અને અંત, સર્વથી પર, સાકાર અને નિરાકાર તથા વાણીથી જેનું વર્ણન થઇ શકે નહિ એવા પરબ્રહ્મ છે અને તેની પ્રાપ્તિને જ જીવનનું અંતિમ ધ્યેય ગણેલું છે. સાંઇબાબાનો ઉપદેશ પણ આવા જ પ્રકારનો હતો.

સાંઇબાબાએ કોઇ નવી વિચારસરણી કે નવા પ્રકારનું તત્ત્વજ્ઞાન કે કોઇ નવો સંપ્રદાય ચલાવેલ નથી. તેમની વિશિષ્ટિતા તો એ જ હતી કે જે માણસને પોતાના ધર્મમાં પૂરેપૂરો અગર તો મુદ્દલ વિશ્વાસ ન હોય તેને તેઓશ્રી પોતાની તરફ આકર્ષી લેતા હતા. હિંદુઓમાં તેમજ મુસલમાનોમાં એવા બહુ થોડા લોકો હોય છે કે જેમને પોતાનાં ધર્મતત્ત્વોમાં પરિપૂર્ણ શ્રદ્ધા હોય. ધર્મચૂસ્ત લોકો અત્યારે જે ધાર્મિક ક્રિયાઓ કરતા રહે છે તેનું રહસ્ય સમજનારા પણ બહુ થોડા હોય છે. ઉછરતી વયના અને અવિચારી માણસો ખુલ્લી રીતે ધર્મનો દ્રોહ ન કરતા હોય તો પણ, ધાર્મિક બંધનોની પરવા નહિ કરતાં મોજમજાહ ઉડાવવામાં અને સ્વચ્છંદીપણે વર્તવામાં

પાછું વાળી જોતાં નથી. * આવાં કુમાર્ગે ચડેલા માણસોને ધર્મની મહત્તા સમજાવીને સન્માર્ગે વાળવાનું કામ તો ધર્મપ્રાણ મહાપુરૂષોથીજ થઇ શકે. સાંઇબાબા આવા મહાપુરૂષ હતા. તેમને બધા સ્થળ, સમયનું અને મતમતાંતરોનું વિશાળ જ્ઞાન હતું અને તે સાથે તેઓ એટલા નિઃસ્વાર્થી અને પવિત્રાત્મા હતા કે બધા માણસોના ઉપર તેમનો પ્રભાવ પડતો હતો. સાંઇબાબાએ અમુક વ્યકિતઓના કે સમાજના ઉધ્ધાર માટે શું શું કર્યું છે તેની પૂરી ખબર તો કોઇને નથી. તો પણ આ ચોપડીમાં થોડાંઘણાં દૃષ્ટાંતો આપ્યાં છે તે ઉપરથી સાંઇબાબા કેવી પ્રકૃતિના હતા અને (પરોપકારનાં) કેવાં કેવાં કામ કર્યાં હતાં તેનો કાંઇક ખ્યાલ આવી શકશે.

એક વખત નગર જીલ્લાના રેવન્યુ કમિશનર શીરડી ગયા હતા ત્યારે તેમણે બાબાને પૂછ્યું કે "તમે કયો ધર્મ પાળો છો, કઇ જાતના છો, શું ધંધો કરો છો ?" ત્યારે બાબાએ જવાબ આપ્યો કે "હું પરવરદિગાર છું, ધર્મે કબીર છું અને મારો ધંધો લોકોને આશીર્વાદ આપવાનો છે" સાંઇબાબાનું બધું આયુષ્ય લોકોને આશીર્વાદ આપવામાં ગયું છે એટલે તેમણે આપેલા આશીર્વાદોના થોડા પ્રસંગોની વાત લખીને, મનુષ્યજાતિનો ઉધ્ધાર કરવા માટેના તેમના મુખ્ય કાર્ય ઉપર તેની કેવી અસર થઇ તે જોવાથી સાંઇબાબાનો ધર્મ કયા પ્રકારનો હતો તેની સમજણ પડશે.



*શ્રીમદ્ ભગવદ્ ગીતાના ચોથા અધ્યાયના ૮ મા શ્લોકમાં પણ કહ્યું છે કેઃ धर्म संस्थापनार्थाय संभवामि युगेयुगे ।

## પ્રકરણ ૩ જું ... ... ... ...સાંઇબાબાના આશીર્વાદથી થયેલી સંતાનપ્રાપ્તિ

શ્રી દામોદર સાવળેરામ રાસને નામના બાબાના એક ભકત છે. અહમદનગર અને પૂનામાં તેનો બંગડીનો મોટો વેપાર છે. તે ઇ. સ. ૧૮૯૫ માં સાંઇબાબાના દર્શને ગયા હતા અને ત્યારથી પૂરા ભક્તિ-ભાવથી બાબાની સેવા કરતા હતા. તેણે બે બાયડીઓ કરેલી હોવા છતાં કાંઇ બાળબચ્ચાં નહોતાં. જોશીઓએ પણ તેને કહ્યું હતું કે તેની જન્મોત્રીમાં લગ્નથી પાંચમા ઘરમાં કેતુ પડયો હોવાથી આ જન્મમાં તેને સંતાનપ્રાપ્તિ થાય એમ નહોતું. પરંતુ બાબા ઉપર તેને દઢ શ્રદ્ધા હતી અને બાબાએ તેને એક વિશિષ્ટ આશીર્વાદ આપ્યો. એક દિવસે બાબાએ મસીદમાં આવેલાં માણસો તથા છોકરાંઓને એક ટોપલીમાંથી કેરીઓ વહેંચી અને આઠ કેરીઓ જુદી રાખીને કહ્યું કે "આ કેરીઓ તો દામિયા (દામોદર રાસને) માટે છે. આ વખતે રાસને શીરડીમાં ન્હોતા. પણ થોડા વખતમાં તે આવી પહોંચ્યા. પણ તેટલા સમયમાં એવું બન્યું કે તેને માટે રાખેલી આઠ કેરીમાંથી ચાર તો મસીદમાં રહેતા કોઇ છોકરાં ખાઇ ગયા. એટલે બાકી રહેલી ચાર કેરીઓ બાબાએ રાસનેને આપી કહ્યું કે, "આ કેરી તું ન ખાતો, તારી બાયડીને ખવરાવજે. તે ખાવાથી તેને આઠ છોકરાં થશે. પહેલો તો દીકરો આવશે તેનું નામ દોલતશા રાખજે, બીજો દીકરો થાય તેનું નામ નાનાશા રાખજે." આમ, બાબાએ છોકરાનાં નામ પણ અગાઉથી પાડી આપ્યાં. આશ્ચર્યની વાત તો એ છે કે બાબાએ કહેલું બધું સાચું પડયું. તે સ્ત્રીએ ફળ ખાધાં અને ત્યારપછી એક વરસે તેને દીકરો આવ્યો. ત્યારબાદ એક બીજો દીકરો થયો. એમ કુલ્લે તેને આઠ છોકરાં થયાં. પણ જેમ આઠ કેરીમાંથી ચાર ચોરાઇ ગઇ હતી તેમ આઠ છોકરાંમાંથી

ચારને તો જમરાજા ઊપાડી ગયા અને દામિયાને બાકી ચાર દીકરા રહ્યા.

રામાયણમાં કહ્યું છે કે રાજા દશરથે પુત્રપ્રાપ્તિ માટે ઋષ્યશૃંગ તથા વશિષ્ટ જેવા નામાંકિત ઋષિઓ મારફત યજ્ઞ કરાવ્યો હતો અને તેનાથી સંતુષ્ટ થઈને યજ્ઞ કુંડમાંથી નીકળી આવીને યજ્ઞપુરૂષે રાજા દશરથને હવિષ્યાન્નનો ચરૂ આપ્યો હતો. રાજા દશરથે આ પ્રસાદ પોતાની રાણીઓને ખવરાવ્યો હતો અને તેના પ્રતાપથી રાજા દશરથને રામ, લક્ષ્મણ વગેરે ચાર પુત્રો થયા હતા. રામાયણમાંની આ વાત ઉપર જેને વિશ્વાસ આવતો ન હોય તેવાં માણસોને પણ, બાબાએ કરેલા ચમત્કારની વાત જાણ્યા પછી, જરૂર તેમાં વિશ્વાસ આવશે. અત્યારના સમયમાં પુત્ર પ્રાપ્તિ માટે મોટા યજ્ઞો કરવાનું કામ મુશ્કેલ પડે તેમ છે અને યજ્ઞની સિદ્ધિ માટે જોઈએ તેવા યોગ્ય પુરૂષો પણ મળી શકે તેમ નથી. આવે સમયે વગર યજ્ઞે સાંઈબાબાએ પોતાના ભકતને પુત્રપ્રાપ્તિ કરાવી આપી. આ ઉપરથી એમ જણાય છે કે સાંઈબાબા પણ પહેલાંના ઋષિઓ જેવા જ પ્રભાવશાળી હતા અને વર્તમાન યુગના ભલા માટે પરમાત્માએ તેમને શીરડીમાં મોકલી આપ્યા હતા.

આવી રીતે બાબાના આશીર્વાદથી ઘણા લોકોને સંતાનપ્રાપ્તિ થઈ છે. તેમાંથી એક બે દાખલાઓ નીચે આપ્યા છે. સૌ. ઔરંગાબાદકરને પરણીને પતિ સાથે રહેતાં સત્તાવીસ વરસ થઈ ગયાં ત્યાંસુધી તેમને એક પણ બાળક થયું નહોતું. ડાકટરી અભિપ્રાય એવો હતો કે તેના ગર્ભાશયની ખામીને લીધે તેને કદિપણ છોકરૂં થશે નહિ. માણસો પણ તેને વાંઝણી કહેતા હતા. છેવટે તે બાબાની ઉપર ભરોસો રાખીને શીરડી આવી. માધવરાવ દેશપાંડે જેમને બાબા "શ્યામ" કહીને બોલાવતા હતા તેમણે બાબાને તે બાઈની પરિસ્થિતિ

જણાવી. એટલે બાબાએ તે બાઇને આશીર્વાદ આપીને કહ્યું કે, "જા, તને બાર માસની અંદર દીકરો થશે." અને આ સત્તાવીશ વરસ સુધી વાંઝણી રહેલી બાઇને સાંઇબાબાની કૃપાથી એક વરસમાં દીકરો થયો. અક્કલકોટના સાપટનેકર નામના એક વકીલે પોતાની વિદ્યાર્થી અવસ્થામાં સાંઇબાબાના નામ પ્રત્યે તિરસ્કાર દર્શાવ્યો હતો. ત્યાર પછી દસ વરસે તે વકીલાત કરતા હતા ત્યારે તેનો એકનો એક દીકરો મરી ગયો અને તેનાથી તેને હૃદયમાં સખત આઘાત થયો. બાબાનું તેણે પહેલાં અપમાન કર્યું હતું તે યાદ કરીને તેણે પશ્ચાતાપ કર્યો અને શીરડી ગયા. તે ગયા ત્યારે બાબાએ તેના તરફ કાંઇ બહુ ધ્યાન આપ્યું નહિ. પણ એક વરસ પછી બાબાએ તેની સ્ત્રીને સ્વપ્નમાં દેખાવ દીધો અને તેને પોતાના પતિ સાથે શીરડી આવવા કહ્યું. આ વખતે બાબાએ તે વકીલની જીંદગીમાં બનેલા મુખ્ય મુખ્ય બનાવો તેને કહી સંભળાવ્યા અને તેને ભરોસો રાખવા કહ્યું. પછી બાબાએ તેને આશીર્વાદ આપીને કહ્યું કે, "તારો જે દીકરો મરી ગયો છે તેના જ આત્માને હું પાછો તેની માના ઉદરમાં લાવી આપીશ." આ પ્રસંગ પછી એક વરસની અંદર બાબાએ કહ્યા પ્રમાણે તેને પુત્રપ્રાપ્તિ થઇ.

---

## પ્રકરણ ૪ થું ... ...નાનાં બાળકો માટે કરેલા ચમત્કારો

પ્રતાપી અને પરગજુ સાંઇબાબા પોતાના ભક્તોને આશીર્વાદ આપી તેમનું કલ્યાણ કરતા હતા એટલે તો તેઓને તેમની પાસેથી વધારે ને વધારે માગવાની ઇચ્છા થઇ આવતી હતી. હરવખતે અને હરપ્રસંગે કાંઇ ને કાંઇ બહાને તેઓ કાંઇ ને કાંઇ માગણી કર્યા કરતા હતા. સાંઇબાબાના આશીર્વાદથી સ્ત્રીઓ ગર્ભ ધારણ કરે એટલે તે ગર્ભવતી હોય તે સમય દરમ્યાન તેને પેટનો દુખાવો તથા ઉલટી

વગેરેની પીડા થાય તથા પ્રસવ વખતે પણ પીડા થાય ત્યારે ભકતો સાંઇબાબાની મદદ માટે પ્રાર્થના કરતા હતા, અને ઘણાજ પ્રેમપૂર્વક બાબા તેમનાં દુઃખો દૂર કરવા (અદ્રશ્ય રીતે) દોડી જતા હતા. પછી વળી છોકરાં અવતર્યાં પછી પણ તે સાજાંમાંદાં થાય, પડેઆથડે કે હેરાન થાય તેની જવાબદારી પણ ભકત લોકો સાંઇબાબાને માથે નાંખી દેતા હતા અને સાંઇબાબા તેવા પ્રસંગોએ પણ અજબ રીતે મદદ કરતા હતા. બાળકોને આપેલી મદદના કેટલાક ચમત્કારોનું વર્ણન શ્રી. નાચણેએ કરેલું છે. એક દિવસે બાબાએ શીરડીમાં રહેતી એક છોકરીને જોઇને કહ્યું કે, "આ બાળક સૂઇ જાય ત્યારે અમારે તેની પાસે ઊભા રહીને તેની રક્ષા કરવી પડે છે." થોડા દિવસ પછી તે છોકરી વરસાદના પાણીથી ભરાઇ ગયેલી એક ગલીમાં ચાલી જતી હતી. તે ગલીમાં એક બાજુ એક મકાનનો પાયો ખોદાતો હતો ત્યાં પાંચ ફુટ ઊંડો ખાડો હતો. ગલીમાં ચોમેર પાણી ફરી વળ્યું હોવાથી ખાડો દેખાતો ન્હોતો અને ત્રણ ચાર વરસનું તે બાળક ખાડામાં પડી ગયું. આ બાળકને તરતાં તો કયાંથી આવડે? તે વખતે ત્યાં કોઇ માણસ પણ નહોતું એટલે તે તો ડૂબી ગયું હોત. પણ તે તો ત્યાંથી સાજુંસારૂં બહાર નીકળી આવ્યું. તે છોકરીને તું ખાડામાંથી કેમ કરીને નીકળી આવી એમ જ્યારે પૂછવામાં આવ્યું ત્યારે તેણે કહ્યું કે, "એક બાજુ પગથીઆં હતાં તે બાબાએ મને દેખાડયાં એટલે તેના ઉપર ચડીને હું બહાર નીકળી આવી." શાંતા કીરવંદીકર નામની એક ત્રણ ચાર વરસની છોકરી બાબાને "દાદા" કહીને બોલાવતી હતી. એક દિવસે રમતાં રમતાં આ છોકરી એક કૂવામાં પડી ગઇ. માણસો ત્યાં દોડી ગયા અને જોયું તો છોકરીને કાંઇ વાગ્યું નહોતું તેમ તે ડૂબી પણ નહોતી. તે પાણીમાં તો હતી પણ કૂવાની ભીંતમાંથી સહેજ બહાર નીકળેલા એક પથ્થર ઉપર તે ઊભી રહેલી હતી. બહાર કાઢયા પછી જ્યારે તેને પૂછ્યું કે, "તું કૂવામાં

પડી ગઇ અને તને કેમ કાંઇ વાગ્યું નહિ ?" ત્યારે તેણે કહ્યું, "હું પડવા લાગી ત્યારે બાબાએ મને પોતાના હાથમાં ઝીલી લીધી હતી." તેની વાત સાચી હોવી જોઇએ કારણ કે તેને બચવા માટે બીજો કોઇ આધાર નહોતો. ત્રીજો દાખલો મુંબઇના એક સોલિસિટર એચ. એસ. દીક્ષિતનો છે. તેમણે પોતાની સંસારી ઉપાધિઓ છોડી દઇને સાંઇબાબાને આશરે આધ્યાત્મિક કલ્યાણ પ્રાપ્ત કરવાનો વિચાર કર્યો હતો. તેની વૈરાગ્યવૃત્તિને દૃઢ કરવા માટે બાબાએ એક દિવસ જ્યારે તે શીરડી આવ્યા હતા ત્યારે કહ્યું, " તમે શા માટે ઉપાધિ કરો છો ? તમારી બધી ચિંતા મારે માથે છે." આમ બોલવાનો કાંઇ ખાસ હેતુ હશે એમ તે વખતે તો શ્રી. દીક્ષિતને કાંઇ લાગ્યું નહિ. પણ થોડા દિવસ પછી જ્યારે તે પોતાને ઘેર વિલે પારલે ગયા ત્યારે તેમને ખબર પડી કે એ વચનો બાબાએ કહ્યાં તેજ દિવસે તેમની એક સાત વરસની છોકરી ઉપર એક રમકડાંથી ભરેલો કબાટ પડી ગયો હતો. પણ હાથની બંગડીઓ ફુટવાથી સહેજ છોલાયું હતું તે સિવાય બીજી કાંઇપણ ઇજા તેને થઇ નહોતી. એટલો ભારે કબાટ જાણે કે કોઇએ હળવેથી મૂકયો હોય તેમ તેને કાંઇ ભાર લાગ્યો નહિ અને કબાટમાંનાં રમકડાં પણ તેનાથી છેટે જઇને પડયાં હતાં. આ જાણ્યા પછી, તે દિવસે બાબા શા માટે તે વચનો બોલ્યા હતા તેની તેને સમજણ પડી.

મુંબઇની એક બાઇ અને તેનો દીકરો બાબાનાં સેવક હતાં. તે શીરડી આવેલાં હતાં ત્યારે એક દિવસે સવારે બાબાએ તેમને કહ્યું કે આજે બપોરે બે વાગ્યે તમે મસીદમાં આવજો. તે પ્રમાણે તે આવ્યાં ત્યારે બાબાએ છોકરાને કહ્યું, "તારે ત્રણ વાગ્યા સુધી આ ચટાઇ (સાદડી) ઉપર બેસી રહેવું. મારી રજા સિવાય અહીંથી ઊઠવું નહિ." તે પ્રમાણે છોકરો બાબાએ બતાવેલી ચટાઇ ઉપર બેસી રહ્યો. બપોરના

ત્રણ વાગ્યે એક ભયંકર દેખાવની અને વીખરાયેલા વાળવાળી વિકરાળ સ્વરૂપની સ્ત્રી મસીદની દિવાલ કૂદીને અંદર આવી. ચટાઇ ઉપર બેઠેલા છોકરા તરફ જઇને તે બોલી, "હું આ છોકરાને ભરખી જઇશ." બાબાએ ના પાડી પણ તેણે માન્યું નહિ અને છોકરાને પકડવા દોડી. એટલે બાબાએ ઊભા થઇને તેને એક એવી પાટુ મારી કે ચીસ પાડીને તે ભાગી અને મસીદમાંથી નીકળીને અદૃશ્ય થઇ ગઇ. પછી બાબાએ કહ્યું કે તે બાઇ મરકી માતા હતી. તેના સપાટામાંથી મેં આ છોકરાને બચાવી લીધો છે. છોકરાએ તે સ્ત્રીનું સ્વરૂપ જોયું હતું અને જે બનાવ બન્યો તે નજરે જોયો હતો પણ તે એટલો બધો હેબતાઇ ગયો હતો કે શું બોલચાલ થઇ તે કાંઇ તે સાંભળી શકયો નહોતો.

એવા ઘણા પ્રસંગો બન્યા છે કે જ્યારે બાબાએ ધૂણીમાંથી રાખ આપીને અને કોઇ કોઇ વખતે ફકત આશીર્વાદ આપીને છોકરાંઓના રોગ મટાડયા છે. કોઇ કોઇ વખતે તો માંદાં માણસોના રોગ પોતાના ઉપર આકર્ષી લઇને તેમને સાજા કરતા હતા. સને ૧૯૧૧-૧૨ ની સાલમાં દીવાન બહાદુર જી. એસ. ખાપર્ડે એમની સ્ત્રી તથા બે દીકરા સાથે શીરડીમાં રહેવા આવ્યા હતા ત્યારે ગામમાં પ્લેગ શરૂ થયો અને એક દીકરાને તાવ ચડી આવ્યો. છોકરાની મા ગભરાઇ ગઇ અને શીરડીમાંથી ચાલ્યા જવાની રજા માગી. પણ બાબાએ ના પાડી અને અલંકારિક ભાષામાં કહ્યું કે વિઘ્નો વેરાઇ જશે. પણ તે બાઇને ધીરજ આવી નહિ. ત્યારે સાંઇબાબાએ તેને પોતાના શરીર ઉપર ઊઠેલી પ્લેગની ગાંઠો બતાવી અને કહ્યું કે, "માતા, તારા માટે હું આ પીડા ભોગવું છું." આવી રીતે બાબાએ તે છોકરાને બચાવવા માટે તેનો રોગ પોતાના ઉપર લઇ લીધો. તે છોકરાનો પ્લેગ જતો રહ્યો અને બાબા પણ કેટલાક દિવસ પછી પાછા સાજા થઇ ગયા.

મિસિસ મેનેજર નામની રોમ શહેરની એક બાઇને પણ બાબાએ આવી રીતે સાજી કરી હતી. તે બાઇની આંખ દુઃખતી હતી અને પાણી ઝર્યા કરતું હતું. બાબાએ તેની સામે દૃષ્ટિ કરી એટલે તેની આંખમાંથી પાણી ઝરતાં બંધ થયાં અને બાબાની આંખમાંથી પાણી ગળવા લાગ્યાં. આવી રીતે સાંઇબાબાએ ઘણા માણસોના રોગ પોતાના ઉપર ખેંચી લઇને તેમને સાજા કર્યા હતા.



## પ્રકરણ પાંચમું... ... ... રક્ષણહાર દેવ તરીકે સાંઇબાબા

પોતાના આરોગ્ય અથવા આયુષ્યનો ભોગ આપીને કોઇપણ મનુષ્ય બીજાના આરોગ્ય કે આયુષ્યનું રક્ષણ કરે એ વાત સહેલાઇથી માની શકાય તેમ નથી. પણ આ વાત સત્ય છે. શ્રીમદ્ ભાગવતના પાંચમા સ્કંધના પાંચમા અધ્યાયના અઢારમા શ્લોકમાં કહ્યું છે કે :

गुरुर्न स स्यात् स्वजनो न स स्यात् ।
पिता न स स्यात् जननी न स स्यात् ॥
दैवं न तत् स्यात् न पतिश्च स स्यात् ।
न मोचयेद्य : समुपेत मृत्युम् ॥

જે કોઇપણ (શારીરિક કે આધ્યાત્મિક) મૃત્યુમાંથી બચાવી શકે નહિ તે ગુરૂ નથી, સ્વજન નથી, માતા નથી, પિતા નથી, પતિ નથી તેમ દૈવ પણ નથી.

શ્રી સાંઇબાબા માટે ઉપરનું સૂત્ર કાંઇ "પોથી માંહેલાં રીંગણાં" જેવું નહોતું. તેમના ગુરૂ વેંકુશાએ તેમને તાદૃશ દાખલો આપ્યો હતો. એક વખતે સેલુગામના કેટલાક લોકોએ સાંઇબાબાની ઉપર

પત્થરનો મારો ચલાવ્યો હતો ત્યારે શ્રી વેંકુશાએ પોતાના પ્રાણના ભોગે પણ તેમને બચાવી લીધા હતા. તેમના ગુરૂની માફક સાંઇબાબા પણ પોતાના ઉપર સંપૂર્ણ ભરોસો રાખનાર ભકતો માટે પોતાના આરોગ્ય, આયુષ્ય કે અન્ય સર્વસ્વ હોમી દેવા તત્પર રહેતા હતા. શ્રીમદ્ ભગવદ્ ગીતાના નવમા અધ્યાયના ૨૨ મા શ્લોકમાં લખ્યું છે કે:

अनन्याश्चिंतयंतोमां ये जना: पर्युपासते।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥

જે માણસો અનન્ય ભાવથી મારૂં ચિંતન કરીને મારી જ ઉપાસના કરે છે તે સદા મારે શરણે હોવાથી તેમના યોગક્ષેમની વ્યવસ્થા હું જ કરૂં છું.

શ્રી સાંઇબાબા પણ એમ જ કહેતા હતા કે, "જે કોઇપણ તનમનથી મારે જ ભરોસે રહે તેણે પોતાના દેહના કે આત્માના કલ્યાણની બાબતમાં જરાપણ બીક રાખવી નહિ. જે કોઇ હંમેશાં મારૂંજ ચિંતન કરે અને મનેજ પોતાનું શરણુ ગણે તો મને હું તેનો રૂણી સમજીશ અને મારા જીવને જોખમે પણ તેનું કામ કરીશ." આમ કહેવામાં સાંઇબાબા કાંઇ ખોટી ડંફાસ મારતા નહોતા. તેઓ ધર્માત્મા અને સત્ય વચની હતા. એટલે હંમેશાં સાચુંજ બોલતા હતા. તેઓ પોતાના ભકતો ઉપર પિતા પ્રમાણે પ્રેમ રાખતા હતા તેમના ભલા માટે તેઓશ્રી કેટલી કાળજી રાખતા હતા અને તેમના આરોગ્ય, આયુષ્ય વગેરેની કેટલી સંભાળ રાખતા હતા તેનાં થોડાંક દૃષ્ટાંતો નીચે જણાવવામાં આવે છે. કોઇ પૂછે કે "બાબાએ કોઇ ભકતને બચાવવા માટે પોતાના પ્રાણનું જોખમ ખેડયું હતું કે?" "જરૂર, ઘણીએ વાર." એક વખતે એમ બન્યું કે હિંદુ લોકો મસીદની અંદર સાંઇબાબાને ચંદન વગેરે લગાડીને પૂજા કરે તેનાથી મસીદ

નાપાક થઇ જાય છે એમ માનીને શીરડીના મુસલમાનોએ સંગમનેરના કાજીને બોલાવ્યા અને મારામારી કરીને હિંદુઓને પૂજા કરતાં અટકાવવાનો નિશ્ચય કર્યો. બાબાના ભકત મ્હાલસાપતિ આ જાણીને ગભરાઇ ગયા અને તેમણે મસીદની બહાર રહીને બાબાની પૂજા કરવાનો વિચાર કર્યો. પણ બાબાએ તેને અંદર બોલાવીને કહ્યું કે "તમે હંમેશની માફક ચંદન વગેરે લગાડીને મસીદની અંદરજ પૂજા કરો. હું જોઉં છું કે તેઓ શું કરી લ્યે છે." આમ કરવું બહુ જોખમભરેલું હતું. કારણ કે બહાર દંડા લઇને મુસલમાનોનું ટોળું જમા થયું હતું. પણ બાબાના રૂઆબથી બધા ઢીલા થઇ ગયા અને કાંઇપણ તોફાન કર્યા વગર છાનામાના ચાલ્યા ગયા. તે પછી આશરે વીસ વરસ પછી (સને ૧૯૧૪–૧૫) સાંઇબાબા શ્રી. આર. એ. તરખડ તથા બીજા કેટલાક ભકતો સાથે ચોરામાં સૂતા હતા ત્યારે ત્યાં એક પાગલ ઝનૂની મુસલમાન મધરાતને શુમારે પહોંચી ગયો અને સાંઇબાબાને કહ્યું કે આ બધા તમને નાપાક કરી નાંખે છે. માટે મને રજા આપો એટલે હું એ બધાની ગરદન ઉડાવી દઉં. આ વખતે શ્રી. તરખડ જાગી ઊઠયા અને તેને લાગ્યું કે હવે બધાનું આવી બન્યું. પણ સાંઇબાબાએ પેલા મુસલમાનને કહ્યું કે મારી પૂજા કરવામાં હિંદુઓનો વાંક નથી. હું જ એવો પાગલ છું કે તેમની પાસે મારી પૂજા કરાવું છું અને નાપાક થાઉં છું. માટે જો તારે ગરદન કાપવી હોય તો મારી ગરદન ઉડાવી દે. આ સાંભળીને પેલો ઝનૂની માણસ ઠંડો થઇ ગયો. કારણ કે સાંઇબાબા જેવા એક મુસલમાન ઓલિયાનું લોહી રેડવાને તેની હિંમત ચાલી નહિ અને આમ બધા બચી ગયા. તે પછી એક બે વરસે એક રોહિલો બાબાને દર્શને આવ્યો. તે તો ઘણો જ ભયંકર અને ઝેરીલો માણસ હતો. પણ બાબાની રહેણીકરણી જોઇને તે એટલો ખુશ થઇ ગયો કે બાબાને તે પેગંબર કહેવા લાગ્યો. આમ છતાં પણ બાબા હિંદુ દેવતાઓની પૂજા કરવા દેતા હતા અને મસીદમાં પોતાની

પૂજા હિંદુઓની વિધિમંત્રોથી અને ઝાલર વિગેરે વગાડીને કરાવતા હતા તેથી તેને ગુસ્સો ચડતો હતો. તેથી એક દિવસ તે એક મોટો દંડો લઇને બાબાને મારી નાંખવા ગયો. બાબાએ તેને આવતો જોઇને તેની સામે દૃષ્ટિ કરીને તેના કાંડાને હાથ લગાડયો. બાબાનો હાથ અડતાં જ તે રોહિલાની શકિત હણાઇ ગઇ અને તે લાકડા જેવો થઇને જમીન ઉપર ઢળી પડયો.

પોતાનાં બાળકો એટલે ભકતોનાં કષ્ટ હરવામાં સાંઇબાબાએ પોતાના ઉપર રોગ લઇ લેવાના અસંખ્ય દાખલા છે, અહિંયા તેમાંથી થોડાનું જ ટાંચણ કરીશું. પણ તેમ કરવા પહેલાં એટલું તો જણાવવું જોઇએ કે હંમેશાં સેંકડો પ્રેક્ષકો અને ભકતોને મળવા હળવામાં અને તેમની જે જે જરૂરિયાતો હોય તેની અનેક પ્રકારની વ્યવસ્થા કરવામાં સાંઇબાબાને એટલો શ્રમ ઊઠાવવો પડતો હતો કે તેને લીધે બાબાએ પોતાની તન્દુરસ્તી અને સામર્થ્ય ગુમાવ્યાં એટલું જ નહિ પણ આખરે પોતાનો પ્રાણ પણ ખોયો.

ઇ. સ. ૧૯૧૦ મા દી. બ. ખાપરડેને બાબાએ કહ્યું હતું કે બે વરસ થયાં (એટલે કે શીરડીમાં આવનારાઓની ભીડ થવા લાગી ત્યારથી) મારૂં શરીર સારૂં રહેતું નથી. પણ શીરડીમાં હું રહું ત્યાં સુધી તો તે ઉપાધિ ચાલુ જ રહેવાની. જ્યારે ભગવાનના દરબારમાં જઇશ ત્યારે જ મારો છૂટકો થશે. લોકો હંમેશાં આવીને મને હેરાન કરે છે પણ તેનો ઉપાય નથી, કારણ કે મારાં ભકતજનો મને પ્રાણથી પણ પ્યારાં છે.

શાંતારામ બળવંત નાચણે નામના એક ગૃહસ્થ કુરલામાં તાલુકા શીરસ્તેદારની ઓફિસમાં હેડ કલાર્ક છે, તે સાંઇબાબાના પરમભકત છે. ઇ. સ. ૧૯૧૩ ની સાલમાં તે દર્શને ગયા હતા ત્યારે સાંઇબાબા એમજ બોલી ગયા કે "આપણે ગાંડા માણસોથી સાવધ રહેવું." આનો કાંઇ

ખાસ અર્થ તે વખતે તેને સમજાયો નહિ. પણ ઘેર ગયા પછી એક દિવસે તે પોતાના ઇષ્ટ દેવતાઓની તથા સાંઇબાબાના ચિત્રની પૂજા કરતા હતા ત્યારે એક ગાંડા જેવા લાગતો માણસ પોતાના ઘરમાં થોડે દૂર ઊભેલો તેના જોવામાં આવ્યો. શ્રી. નાચણેએ તેની કાંઇ દરકાર કરી નહિ અને તે તો પાછા પોતાના પૂજાના કામમાં લાગી ગયા. પણ એટલામાં તો તે માણસ પૂજાની ઓરડીમાં કૂદી પડયો અને બે હાથે શ્રી. નાચણેનું ગળું પકડીને કરડવા જતાં બોલી ઊઠયો. "હું તારૂં લોહી પી જઇશ." શ્રી. નાચણેએ ગભરાઇ જવાને બદલે તેમાંથી છૂટવાનો ઉપાય શોધી કાઢયો. એક હાથે તેણે પોતાની આચમની તે ગાંડા માણસના ઉઘાડા મોંઢામાં ખોસી દીધી અને બીજે હાથેથી પોતાનું ગળું છોડાવવા લાગ્યા. પણ થોડીવારમાં તો તે બેહોશ થઇ ગયા. પણ એટલામાં તો ઘરનાં બીજાં માણસો દોડી આવ્યાં અને તે ગાંડા માણસના હાથમાંથી તેને છોડાવી લીધા. ત્યારપછી શ્રી. નાચણે શીરડી ગયા ત્યારે બાબાએ અન્ના નામના એક માણસને કહ્યું કે, "અરે, અન્ના, હું એક સેકન્ડ પણ મોડો પહોંચ્યો હોત તો આ નાચણે તો સ્વધામ પહોંચી ગયો હોત. કારણ કે પેલા ગાંડા માણસે તેનું ગળું તો દબાવી દીધું હતું. પણ મેં તેને છોડાવી લીધો. શું કરૂં ? મારાં છોકરાંની હું સંભાળ ન રાખું તો બીજું કોણ રાખે ? "

બીજા એક પ્રસંગે બાબા બોલ્યા હતા કે:

"હું મારા ભક્તોનું બૂરૂં થવા દઇશ નહિ. મારા ભક્તો માટે હંમેશાં હું વિચાર કરૂં છું. મારો કોઇ સેવક પડવા લાગે તો હું મારા હાથ પહોળા કરીને તેને ઝીલી લઇશ. ચારે હાથે તેને ટેકો દઇને પડવા નહિ દઉં."

પોતાના સેવકોના બચાવ સારૂં બાબા પોતાના હાથ પહોળા કરીને રક્ષા કરતા હતા તેનો એક બીજો દાખલો નીચે આપ્યો છે.

નાનાસાહેબ ચાંદોરકર સાંઇબાબાના એક અનન્ય ભક્ત હતા. તે કાયમ બાબાનું ચિંતન કરતા હતા અને તેનેજ પોતાનો આશરો માનતા હતા. એક દિવસે તે પૂનાની નજીકમાં ટાંગામાં બેસીને જતા હતા ત્યારે અચાનક તેનો ઘોડો ભડક્યો અને ટાંગો ઉંધો વળી ગયો. તે વખતે નાનાસાહેબનો જીવ જોખમમાં આવી પડ્યો હતો. સાંઇ-બાબાએ પોતાના અંતર્જ્ઞાનથી આ વાત જાણી લીધી. શીરડીમાં બેઠાં બેઠાં તે બોલી ઊઠ્યા, "અરેરે! નાનાનું આવી બન્યું. પણ હું તેને આમ મરવા દઉં તેમ નથી." હવે ટાંગો ઉંધો વળી ગયો ત્યારે બન્યું એમ કે નાનાસાહેબ અને તેની સાથેનો એક બીજો માણસ બંને ટાંગામાંથી ઉડી પડયા હતા પણ કોઇને કાંઇ વાગ્યું નહોતું. પછી જ્યારે નાનાસાહેબ શીરડી ગયા ત્યારે ત્યાંના લોકોએ તે વખતે બાબા શું બોલ્યા હતા તે તેને કહી સંભળાવ્યું અને ત્યારે તેને ખબર પડી કે કોને પ્રતાપે પોતે બચી જવા પામ્યા હતા.

એક વખતે સાંઇબાબાએ નાનાસાહેબ ચાંદોરકરની ૧૭ વરસની દીકરી મીનાતાઇને ગેબી મદદ કરી હતી. તેને પહેલી વખતે બાળક આવવાનું હતું તે વખતની વાત છે. આ વખતે બાઇ જામનેરમાં રહેતી હતી. તેને પ્રસવ વખતે એવી કારમી પીડા થવા લાગી કે તેના પ્રાણ નીકળી જશે એમ લાગતું હતું. નજીકમાં કોઇ ડાકટરી મદદ મળી શકે તેમ નહોતું. નાનાસાહેબ એટલા બધા ગભરાઇ ગયા કે તે કાંઇ ઉપાય નહિ કરતાં પોતાના હોમ હવનના કામમાં લાગી ગયા અને સાંઇબાબાની પ્રાર્થના પણ કરી નહિ. આવા પ્રસંગોએ સાંઇબાબાને હેરાન કરવાનું તેમને ગમતું નહોતું. પણ સાંઇબાબાએ તો પહેલાંથી ઘોષણા કરી દીધી છે કે :

"તમે ગમે ત્યાં હો અગર તો ગમે તેમ કરો પણ તમારાં બધાં કર્મોની મને ખબર હોય છે. એ હંમેશાં યાદ રાખવું." એટલે

બાબાએ તો નાનાના દુઃખની વાત જાણી લીધી અને પોતાનામાં તેની કેટલી અડગ શ્રદ્ધા છે તે જાણતા હોવાથી તેમણે શીરડીમાં બાપુગીર નામના એક ગોસાંઇને ધૂણીમાંથી થોડી રાખ આપીને કહ્યું કે તું આ રાખ લઇને જામનેર જા અને નાનાસાહેબને કહે કે તેની છોકરીને આપે. બાપુગીર પાસે ફક્ત બે રૂપિયા હતા અને તેટલામાં જળગામ સુધીની રેલની ટિકિટ મળે તેમ હતું. જળગામ સ્ટેશનથી જામનેર ત્રીસ માઇલ થતું હતું. સાંઇબાબાએ તો તેને એટલું જ કહ્યું કે તું તારે જા. બધો બંદોબસ્ત થઇ જશે. જ્યારે ગોસાંઇ જળગામ સ્ટેશને ઉતર્યો ત્યારે તેની પાસે એક સરકારી ડ્રેસવાળો સિપાઇ આવ્યો અને કહ્યું કે ટાંગો તૈયાર છે. તમને તેડી જવા માટે નાનાસાહેબે મોકલ્યો છે.” ટાંગામાં જામનેર પહોંચીને ગોસાંઇએ નાનાસાહેબને રાખ સુપ્રત કરી. રાખ લગાડવાથી પાંચ મિનિટની અંદરજ બાઇને પ્રસવ થઇ ગયો. જ્યારે ગોસાંઇએ ટાંગા અને સિપાઇ બાબત નાનાસાહેબને વાત કરી ત્યારે તેમને ઘણી નવાઇ લાગી. તેમણે કહ્યું કે શીરડીથી કોઇના આવવા બાબતના કાંઇ ખબર તેમને મળ્યા નહોતા અને તેમણે કોઇ ટાંગો કે સિપાઇને મોકલ્યા નહોતા. સાંઇબાબાએ જ ટાંગો તથા સિપાઇ મોકલવાનો ચમત્કાર કર્યો હતો. પોતાના ભક્તો માટે તેઓશ્રી કેટલી કાળજી રાખે છે તે આ ઉપરથી જણાઇ આવે છે. પ્રાણ નીકળી જાય તેવી અસહ્ય પીડામાંથી એક છોકરીને બચાવવા માટે તેમણે કેવો ચમત્કાર કરી બતાવ્યો !

ઉપર વર્ણવેલા પ્રસંગો સાંઇબાબાએ દેહ છોડયા પહેલાંના છે. ઇ. સ. ૧૯૨૬-૨૭ માં એટલે કે તેમણે મહાસમાધિ લીધા પછી આઠેક વરસે બહુ જ રોમાંચક પ્રસંગે તેમણે પોતાના એક ભક્તોનો જીવ બચાવ્યો હતો. સાંઇબાબાનો રામનવમીનો ઉત્સવ ઉજવીને મુંબઇના કેટલાક સેવકો મુંબઇ પાછા જતા હતા. થાણાને સ્ટેશને ગાડી

પહોંચી ત્યારે તેમનામાંથી એક બાઇ પાણી લેવા માટે નીચે ઉતરી. નળમાંથી પાણી લઇ આવીને તે ગાડીમાં ચડવા લાગી. ચડવા માટે તેણે ડબાની પાટલી ઉપર પગ મૂકયો ત્યાં તો ગાડી ચાલવા લાગી અને તે બાઇ નીચે પડીને ચાલતી ગાડી અને પ્લેટફોર્મની વચ્ચે આવી ગઇ. બાઇના ધણી અને બીજા લોકોએ ગાડી ઊભી રખાવવા માટે બૂમો પાડવા માંડી. એટલે થોડે દૂર ગયા પછી ગાડી ઊભી રહી. એટલે બાઇ જ્યાં પડી ગઇ હતી તે તરફ લોકો દોડી ગયા. તેમણે તો ધારેલું કે બાઇના શરીરના છૂંદા નીકળી ગયા હશે. પણ ત્યાં જઇને જુએ તો બાઇ તો સાજીતાજી પ્લેટફોર્મ ઉપર ઊભી હતી. જ્યારે લોકોએ તેને પૂછયું ત્યારે તેણે કહ્યું કે "પડતી વખતે મેં સાંઇબાબાનું સ્મરણ કર્યું એટલે હું પડી ત્યારે સાંઇબાબાએ આવીને મને પ્લેટફોર્મ તરફ દબાવી દીધી. એટલે મારૂં શરીર પાટા ઉપર આવીને કપાઇ ગયું નહિ." પ્લેટફોર્મ સાથે દબાએલા શરીર વચ્ચે અને ગાડીનાં પૈડાં વચ્ચે એક માણસ રહી શકે એટલી જગા હોતી નથી, પણ સાંઇબાબાના ચમત્કાર તો એવાજ અદ્ભુત હોય છે. તે બાઇ સિવાય બીજા કોઇએ બાબાને જોયા નહોતા. આવી રીતે અદૃશ્ય રહેવાની સિદ્ધિ યોગક્રિયાથી પણ મેળવી શકાય છે. પરંતુ જે અંતરાત્મા અને ચક્ષુઓ હજારો ભકતોના ભાવિની સંભાળ રાખે છે અને મદદની પ્રાર્થનાનો એક શબ્દ નીકળ્યા પહેલાં પણ જે પ્રેમથી મદદ કરવા દોડી જાય છે તે કાંઇ યોગથી મળેલી સિદ્ધિ નથી. તે તો પરમ દૈવી પ્રેમનીજ નિશાની છે. આવો પ્રેમજ કહી શકે કે "અને એવું થશે કે મને તેઓ બોલાવે ત્યાર પહેલાંજ હું જવાબ આપીશ અને તેઓ બોલી રહ્યા નહિ હોય તે પહેલાં તો હું તેમનું કહેવું સાંભળી લઇશ."

---

## પ્રકરણ ૬ ઠું ... ... ... ...ઐહિક લાભો અને તેનાં આધ્યાત્મિક પરિણામો

અત્યાર સુધીમાં તો આપણે શારીરિક દુઃખ મટાડવાની વાત કરી પણ આધ્યાત્મિક દુઃખ એટલે આ ભવબંધનનો નાશ થાય તેવી કાંઇ મદદ બાબાજી કરતા હતા કે? બાબાની પાસે આવનારામાં સેંકડે નવાણું ટકા તો મોક્ષની ઇચ્છા કરતા નહોતા. તેઓ તો પોતાની ઉપર આવી પડેલાં સંકટોનું નિવારણ કરાવવા આવતા હતા. પેટમાં ઉંડો ખાડો પડયો હોય અને રહેવાને છાપરૂં પણ ન હોય ત્યારે આધ્યાત્મિક ઉન્નતિની વાતો કયાંથી ગમે? પણ કેટલીક વખતે તો સંસારી વસ્તુઓની ગરજને લીધે ભગવાન ઉપર શ્રદ્ધા થઇ આવે છે, શ્રધ્ધામાંથી ધર્મનું બીજ અંકુરિત થાય છે અને મુકિત તરફ લઇ જનારો પ્રવાહ શ્રધ્ધામાંથીજ ઉદ્‌ગમ પામે છે. એટલા માટે જેઓ સંસારી લાભોની ઇચ્છાથી બાબા પાસે જતા હતા તેમને તેઓ તરછોડી નાંખતા નહિ. ઘણુંખરૂં તો રૂણાનુબંધને સંબંધે એટલે પૂર્વ જન્મના કર્માનુસારે તેઓ બાબાને આવી મળતા હતા અને તેમની પાસેથી સંસારી લાભો મેળવતા હતા અને ઉપકાર અને શ્રદ્ધાપૂર્વક આ જન્મનો સંબંધ તેમની સાથે જોડતા હતા. એટલા માટે બાબા તેમને અનેક સંસારી લાભોનું દાન કરતા હતા. તેમના ગુણદોષો માટે તેમને વઢવા કરતાં તેમનો પ્રેમ મેળવવાથી સાંઇબાબા તેમને પશ્ચાતાપ કરાવીને અને તેમના રીતભાત બદલાવીને તેમને આધ્યાત્મિક રસ્તે ચડાવવામાં વધારે ફાવતા હતા. નાનાસાહેબ ચાંદોરકર જેવા સાંઇબાબાના અત્યંત નિકટ પરિચયમાં રહેનારા ભક્તોને પણ બાબાએ કરવા ધારેલી વાતની ખબર પડતી નહિ. પણ તેઓ બાબા ઉપર પૂરેપૂરો ભરોસો રાખતા હતા અને તેથી બાબા પોતાની દૈવી શકિતના બળે તેમની શ્રધ્ધા અને ભકિતને વૃદ્ધિંગત કરતા હતા. કયાંય જવા આવવાની બાબતમાં, ધંધા

રોજગારની બાબતમાં, તેમજ નોકરી ચાકરી તથા પગાર પેન્શન અને બદલીની બાબતમાં, સજા તથા અપીલ વગેરેની બાબતમાં, તેમજ મંદવાડ અને સામાજિક તથા ઘરગતુ બાબતમાં પણ સાંઇબાબા ભકતજનોને કાયમ મદદ કરતા હતા અને રસ્તે ચડાવતા હતા અને આવી બાબતોમાં થતા લાભોથી બાબા પ્રત્યેનો તેમનો પૂજ્યભાવ, પ્રેમ અને ભકિત વધતાં જતાં હતાં. દરેક સાચા અને ભાવિક ભકતની મારફત બાબાના કલ્યાણપ્રદ પ્રતાપની જ્યોતિ ચોમેર ફેલાતી રહે છે. આ ભકતોએ પોતાને થએલા અનુભવોનાં જે વર્ણન કરેલાં છે તે વાંચવાથી બાબાએ કયે કયે વખતે અને કેવા કેવા પ્રકારની મદદ કરી છે તેનો ખ્યાલ આવી શકશે. અહીં તો થોડાક પ્રસંગો નમૂના તરીકે વર્ણવવામાં આવ્યા છે.

**અન્નદાન**—શરીરને ટકાવી રાખવા માટે ખોરાકની પહેલી જરૂર છે અને ખાવાનું મેળવવા માટે લોકોનાં ટોળેટોળાં બાબા પાસે આવતાં હતાં. જે તદ્દન બેહાલ હોય તેને બાબા વગર વિલંબે ઉદારતાથી મદદ કરતા હતા. અતિથિસત્કારમાં તો તેઓ કદાપિ પછાત પડતા નહિ. પોતે જે રોટલો માંગી લાવતા તેમાંથી બીજાને ખવરાવ્યા પછી પોતે ખાતા. ગાય, કુતરાંને પણ હંમેશાં ખવરાવતા હતા. મુંબઇથી ભકત લોકો આવવા લાગ્યા ત્યારથી તો બાબાનો પ્રસાદ એટલો બધો વહેંચાવા લાગ્યો કે ભિખારીઓ અને ફકીરોનાં ટોળાનાં ટોળાં શીરડીમાં ધામો નાંખીને પડયાં રહેવા લાગ્યાં. વળી, ભિખારી ભિખારીમાં પણ ફેર હોય છે. કોઇ કોઇ વખતે તો રાજા મહારાજાને પણ ભિખ માંગવી પડે છે. કોઇને બિચારાને નોકરી જોઇતી હોય કે કોઇને પગારમાં વધારો કરાવવો હોય પણ તે માટે લેવાતી પરીક્ષામાં પાસ થઇ શકે તેમ ન હોય અગર તો જોઇતી લાગવગ ન હોય એટલે ફાવે નહિ, ત્યારે જાય બાબાને શરણે. બાબા તેમને પરીક્ષામાં પાસ કરાવી દે અને નોકરી પણ અપાવી દે. આવી જાતનો

એક જ દાખલો લઇએ. ચોળકર નામના એક ગૃહસ્થ હતા. તેમને કાંઇ કામધંધો નહિ અને નોકરી પણ મળે નહિ. નોકરી મેળવવા માટે એક પરીક્ષા આપવાની હતી અને તેનાથી તેમાં પાસ થવાય નહિ એટલી તે અઘરી હતી. એટલે તેણે બાબાને પ્રાર્થના કરી અને એવી માનતા લીધી કે "હું પરીક્ષામાં પાસ થાઉં અને મને નોકરી મળે તો, હે સાંઇબાબા, હું આપને દર્શને આવી જઇશ." પછી તેણે પરીક્ષામાં પાસ થઇને નોકરી પણ મેળવી. પણ તેનો પગાર એટલો ટૂંકો હતો કે બાબા પાસે પહોંચવા માટે જોઇતા રેલભાડા જેટલી પણ બચત થતી નહોતી. તેથી તેણે ખાંડ વગરની મોળી ચા પીવા માંડી અને આવી બીજી પણ તંગી ભોગવીને જેમ તેમ કરીને રેલભાડા જેટલા પૈસા બચાવ્યા અને શીરડી ગયો. જ્યારે તે બાબાને દર્શને ગયો ત્યારે તેને જોઇને બાબાએ બીજા ભકતોને કહ્યું, "ઓહો, આ તો ચોળકર આવ્યો. આને તો ભાઇ ખૂબ ખાંડ નાંખીને ચા પીવાડજો." બીજો દાખલો ડાકટર ટેંડુલકરનો છે. તે જ્યારે મેડિકલ કોલેજમાં ભણતા હતા ત્યારે તેમને એમ લાગતું હતું કે તેઓ ડાકટરની પરીક્ષામાં પાસ થઇ શકશે નહિ. જોશીએ તેને નાપાસ થવાનું ભવિષ્ય કહ્યું હતું. તેથી તે બહુ નિરાશ થઇ ગયા. પણ બાબાએ તેમને કહ્યું, "તારા જ્યોતિષને મૂક પડતું અને પરીક્ષામાં બેસી જા. પાસ થઇ જઇશ." આ ઉપરથી ટેંડુલકર પરીક્ષામાં બેઠા અને પાસ થઇ ગયા. શ્રી. એચ. એસ. દીક્ષિતના દીકરાને અને બીજા કેટલાકને પણ બાબાએ આવી મદદ કરી હતી. ત્રીજો દાખલો અક્કલકોટના રહીશ સાપટણેકરનો છે. તેમનો એક મિત્ર હતો તેણે પૂરતો અભ્યાસ કર્યા વગર એલએલ.બી ની પરીક્ષામાં બેસવાનો વિચાર કર્યો અને પાસ થવાની ખાત્રી બતાવી. સાપટણેકરે તેને પૂછયું કે "તને એટલી બધી ખાત્રી કેમ રહે છે?" ત્યારે તેણે કહ્યું કે "સાંઇબાબાએ મને પાસ કરવાની ખાત્રી આપી છે." આ સાંભળીને સાપટણેકરે તેની મશ્કરી કરીને કહ્યું કે, "તુંએ બડો

મૂર્ખ લાગે છે કે એવા ગપોડા ઉપર ભરોસો રાખે છે." સાપટણેકરને સાંઇબાબાનું વચન ગપોડા જેવું લાગ્યું હતું પણ જ્યારે પરિણામ બહાર પડ્યું ત્યારે તે મિત્ર પાસ થએલો જણાયો. સાપટણેકરને તેથી અજાયબી તો થઇ પણ તેને સાંઇબાબાની શકિત ઉપર ભરોસો બેઠો નહિ. તેણે તો તેને કાગનું બેસવું અને તાડનું પડવું એના જેવો અકસ્માત માની લીધો. દસેક વરસ બાદ તેનો અભિપ્રાય બદલાયો અને સાંઇબાબા જડચેતન ઉપર કેટલી અગાધ સત્તા ધરાવતા હતા તેની તેને ખાત્રી થઇ.

સાંઇબાબાની વાણી કોઇ કોઇ વખતે તો ભકતોને અભયવચન દેવા જેવી થતી હતી. એક વખતે તેમણે કહ્યું હતું કે " મારા ભકતોના ઘરમાં કદી અન્નવસ્ત્રનો તોટો પડશે નહિ." અને પોતાના વચન પ્રમાણે બાબા, ભકતો કદાચ ઠાઠમાઠથી રહી ન શકે પણ સાધારણ સ્થિતિમાં આનંદથી રહી શકે તેવી જાતની ગોઠવણ તો તેમના ભરણપોષણ માટે કરતા હતા. આ બાબતમાં બે પ્રસિદ્ધ પુરૂષના દાખલા છે. એક દાસગણુ મહારાજનો અને બીજો ઉપાસની બાવાનો. આ બન્નેને બાબાએ કહ્યું કે તમે સંસારની ઉપાધિ છોડી દો અને ફકત પ્રભુનું અને ધર્મનું ચિંતન કરો. દાસગણુએ નોકરી છોડી દીધી. આ વખતે તેની પાસે કાંઇ માલમિલકત નહોતી અને પેનશન પણ મળ્યું નહિ પણ બાબાના વચનના પ્રતાપે દાસગણુને કોઇ વખત ખાવાપીવાની કમી પડી નથી અને અત્યારે તેમની પાસે થોડી મિલકત પણ થઇ ગઇ છે. જ્યારે ઉપાસની મહારાજ સાંઇબાબા પાસે ગયા ત્યારે તેમની પાસે પણ કાંઇ નહોતું અને તેમણે પોતાને સાંઇબાબાને ભરોસે છોડી દીધા. અત્યારે (બાબાની કૃપાથી) તેમની પાસે લાખોની મિલકત થઇ ગઇ છે અને તેનો પોતાનો નિભાવ કરવા ઉપરાંત કેટલાક આશ્રમોનો ખર્ચ પણ તેમના તરફથી અપાય છે.

## પ્રકરણ સાતમું ... ... ... વિવિધ પ્રકારના આશીર્વાદો અને તેનાં પરિણામો

**ધંધા રોજગારને લગતી બાબતો**—કોઇના ધંધા રોજગારની બાબતમાં સાંઇબાબા ભાગ્યેજ વચમાં પડતા હતા. પણ તેમના ભક્તોમાંથી કોઇ તેમને આગ્રહપૂર્વક વિનંતિ કરે તો તેવી બાબતોમાં પણ બાબા સલાહ અને મદદ આપતા હતા. બાબાના પ્રેમાળ હૃદયને જીતવાનો સૌથી સરળ રસ્તો એજ છે કે પૂર્ણપણે તેમને શરણે જવું. બાબાશ્રી કેટલાક ભક્તોને મોઢે એમ બોલી ચૂકયા હતા કે "તમારી બધી ઉપાધિઓ મારા ઉપર નાંખી દ્યો. હુ તે બધાનો બોજો ઉપાડી લઇશ. તમો મારા તરફ નજર માંડશો તો હું તમારી તરફ દૃષ્ટિ રાખીશ." પોતાના અંતરમાંથી એમ પ્રાર્થના થવી જોઇએ કે "મારે તમારોજ આશરો છે, હું બીજા કોની પાસે જાઉ?" ભાઇ દામોદર રાસનેનો આવોજ ભાવ હતો. તે બહુ ભાવિક અને સરળ સ્વભાવના હતા અને બાબા ઉપર તેને એટલો પાકો ભરોસો હતો કે બાબાને પૂછીને તેમની મંજૂરી મેળવ્યા સિવાય પોતાની જીંદગીનું કોઇ પણ કામ તે કરતા નહિ. તેનો વેપાર સાધારણ પણ કસવાળો હતો. એક વખતે મુંબઇના એક દલાલે તેને કહ્યું કે હું તમને કહું તે ધંધો કરો તો લાખોનો નફો મેળવશો. શ્રી. રાસનેએ તુરત આ બાબત બાબાને લખીને તેમની રજા મંગાવી. પણ બાબાએ તે વાત ઉડાવી દીધી. એમ કહ્યું કે જુઓ તો દામિયાને તો આભમાં ફાળ ભરવી છે. છાનોમાનો પડયો રહીને કરે છે તેજ કરતો રહે તેમાં મજા છે. પછી રાસનેએ પોતાને જે કમાણી થાય તેમાંથી અમુક ટકા બાબાને ભેટ ધરવાનું કહીને તેમનો અભિપ્રાય ફેરવવા માટે કોશીશ કરી. પણ બાબાએ કહ્યું કે પૈસા સંબંધી ઉપાધિમાં મારે પડવું નથી. એટલે તે વાત પડતી મૂકાઇ. ત્યારબાદ એક વખતે એક વેપારીએ આવીને

રાસનેને કહ્યું કે અત્યારે અનાજનો ભાવ વધતો જાય છે તો આપણે ભાગમાં અનાજ ભરીએ. જ્યારે આ બાબતમાં બાબાની સલાહ પૂછવામાં આવી ત્યારે તેમણે એમ કહીને તે વાતને ટાળી નાંખી કે "કેમ, તારે રૂપીઆનાં પાંચ માપ લઇને સાત લેખે વેચવાનું મન થયું છે કે?" પેલા વેપારીએ તો ત્યારપછી કેટલાંક અઠવાડિયાં સુધી બજાર વધતો જોઇને રાસનેને મેણાં મારીને કહ્યું કે, "તમારામાં તો હિંમત કે અક્કલ કાંઇ નથી." પણ ત્યારપછી તો દેશભરમાં એટલો બધો વરસાદ થયો કે અનાજના ભાવ બેસી ગયા અને ઘણા લાંબા સમય સુધી બજારમાં મંદી રહી. બાબાની અગમચેતીથી શ્રી. રાસને મોટા ખાડામાં ઉતરતા બચી ગયા. તેના જેવા બીજા કેટલાક ભક્તોને પણ બાબાની સર્વજ્ઞતાનો અને ભક્તવત્સલતાનો પરચો મળી ચૂકયો હતો અને બાબા તેમને જે કાંઇ આજ્ઞા ફરમાવતા હતા તેનું તેઓ અંધશ્રધ્ધાથી પાલન કરતા હતા. તેમને એવી ખાત્રી થઇ ચૂકી હતી કે બાબા તેમને જે કાંઇ આજ્ઞા કરતા હતા તેના પાલનમાં જ તેમનું ઐહિક અને પારલૌકિક કલ્યાણ રહેલું હતું.

**પ્રમોશન, પેનશન, વિગેરેને લગતી બાબતો.**—એક વખતે મામલતદાર બી. વી. દેવ અને ડેપ્યુટી કલેકટર એસ. વી. સાઠે આ બન્ને જણનાં પ્રમોશન અટકી પડયાં. શ્રી. સાઠેએ આ બાબત સાંઇબાબાને વાત કરી ત્યારે બાબાએ કહ્યું કે બધું ઠીક થઇ જશે અને થોડા જ વખતમાં એમ થયું કે શ્રી. સાઠેને રૂા. ૧૦૦) નું પ્રમોશન મળ્યું અને તેમના કેટલાક ઉપરી અમલદારોની ઉપર પણ તેમને ચડાવવામાં આવ્યા. શ્રી. દેવે તો બાબાને કાંઇ વાત કરી નહોતી. પણ તે જ્યારે સાંઇબાબાને મળવા ગયા ત્યારે બાબાએ તેના મનની વાત જાણી લીધી અને ગૂઢાર્થમાં એમ બોલી ગયા કે "આપણે તો ભાઇ પચીસ રૂપિયાનો વાંધો છે. મોટેરાને મેં કહી દીધું કે આપી દે

પણ તેણે માન્યું નહિ. પણ દીકરો જશે ક્યાં? એ ચાર મહિને તો ઠેકાણે આવવું પડશે જ." વાત એમ હતી કે શ્રી. દેવને રૂા. ૨૫) ના વધારે પગારવાળી ઉપલી ગ્રેડનો હક્ક હતો, પણ તે જગા તેને મળતી નહોતી પણ છેવટે તો બાબાની વાણી સાચી પડી. ત્રણ ચાર મહિનામાં વધારાના પગાર સાથે શ્રી. દેવને ઉપલી ગ્રેડ મળી. આ ઉપરથી શ્રી. દેવનો બાબાની ઉપરનો વિશ્વાસ વધારે દૃઢ થયો અને તેના સોબતી કાવસે પટેલ જેવાનાં બાબાની વિરૂધ્ધનાં કાવતરાં ધૂળમાં મળ્યાં.

રાવ બહાદુર સાઠેના પેનશન બાબતમાં એમ થયું કે તેણે છેલ્લી જે હંગામી નોકરી કરી હતી તેની ગણતરી નહિ કરીને તેનું પેનશન નક્કી કરવામાં આવ્યું હતું. આથી તેમની પેનશનની રકમમાં રૂા. ૫૦) ઓછા આવતા હતા. જ્યારે આ બાબતમાં શ્રી. સાઠેએ બાબાને વાત કરી ત્યારે બાબાએ કહ્યું કે તેની શી મકદૂર છે? તેમની પાસેથી પેનશનની પૂરેપૂરી રકમ ઓકાવીશ. તે પછી શ્રી. સાઠેએ રેવન્યુ કમિશનરને અરજી કરી અને તેમણે અરજી પ્રમાણે પૂરેપૂરૂં પેનશન મંજૂર કર્યું.

**દંડ વિગેરે**—શ્રી. જી. જી. શિરિયન પણ બાબાના એક પરમ ભકત છે. સને ૧૯૨૮ ની સાલમાં નહિ જેવા કારણસર તેમના ઉપરીએ તેમનો વાંક કાઢીને તેમને દંડ કર્યો. તે રાતે તેણે આ બાબતમાં બાબાની પ્રાર્થના કરી, એટલે બાબાએ તેના સ્વપ્નામાં આવીને કહ્યું કે બધું ઠીક થઇ જશે. બીજે દિવસે જ્યારે તે ઓફિસમાં ગયા ત્યારે તેના ઉપરીએ તેને બોલાવીને તેનો દંડ માફ કર્યાના ખબર આપ્યા. શ્રી. શિરિયનનો વાંક એક નિર્દોષ છોકરા ઉપર ઢોળવામાં આવ્યો અને તેનો દંડ કર્યો. એટલે શ્રી. શિરિયન તથા તે છોકરો બંનેએ મળીને બાબાની પ્રાર્થના કરી એટલે બાબાએ શિરિયનના સ્વપ્નામાં આવીને કહ્યું કે ૭૩ મે દિવસે દંડ માફ કરવામાં આવશે. પણ છોકરાએ દંડ

માફ કરવા માટે અરજી કરી નહિ. ત્યારપછી ૭૦ મે દિવસે છોકરાના ઉપરીએ દંડ કરનાર અમલદાર ઉપર ભલામણ લખી મોકલી એટલે બરાબર ૭૩ મે દિવસે દંડ માફ કરવામાં આવ્યો.

બાબાના માનસિક સંચાલનનો એક બીજો દાખલો પણ છે. એક વખતે સાંઇબાબાના એક નોકર અને બીજા પાંચ જણા ઉપર કેસ ચાલ્યો અને તેમાં તાલુકા માજીસ્ત્રેટે તેમને કેદની સજા કરી. બનાવને નજરે જોનારા પાંચ સાત માણસોની જુબાની ઉપરથી માજીસ્ત્રેટે ચૂકાદો આપ્યો હતો. કેટલાક હોશિયાર વકીલો અને માજીસ્ત્રેટોએ કેસના કાગળીઆ જોઇને અપીલ કરવી નકામી છે એવો અભિપ્રાય આપ્યો. પણ બાબાની પાસે આ બાબતમાં વાત થતાં, તેમણે સજા પામેલા માણસોની વતી આવેલા શખ્સને કહ્યું કે "ભાઉ પાસે જાઓ." નાસિકના વકીલ એસ. બી. ધૂમાળને બાબા ભાઉ કહેતા હતા. તેણે કાગળીઆ તપાસીને કેસ લેવાની ના પાડી. પણ જ્યારે તેને કહેવામાં આવ્યું કે સાંઇબાબાએ અપીલ કરવાની તેને આજ્ઞા કરી છે ત્યારે તેણે કબૂલ કર્યું અને ચૂકાદાની નકલ અને અપીલનો મેમો લખીને તે અહમદનગરના ડિસ્ટ્રિકટ માજીસ્ત્રેટ પાસે ગયા. શું કામ છે એમ માજીસ્ત્રેટે પૂછતાં તેણે બધી હકીકત ટૂંકમાં સમજાવી એટલે માજીસ્ત્રેટે કહ્યું કે નજરે જોનારા એટલા બધા સાક્ષીઓની જુબાની જોતાં કેસ બહુ પાકો લાગે છે. ત્યારે ધૂમાળે કહ્યું કે "સાહેબ, સાક્ષીઓની સંખ્યા વધારે હોય તેથી શું વળ્યું? શીરડીમાં તો દુશ્મનાવટને લીધે ગમે તેવી ખોટી સાક્ષી આપનારા ઘણાય મળી આવે." માજીસ્ત્રેટે પૂછ્યું, "તમે ખરેખર એમ માનો છો?" ધૂમાળે તરત જવાબ આપ્યો, "સાહેબ, એમાં માનવાનું શું છે? મને તો ખાતરી છે." પછી માજીસ્ત્રેટે અપીલનો મેમો હાથમાં લઇને, ફરિયાદી કે પોલિસ કે પબ્લિક પ્રોસીક્યુટરને નોટીસ આપવાની કે તેવી રીતસરની કોઇપણ

કાર્યવાહી કર્યા વગર, તે મેમો ઉપર જ પોતાનો ચૂકાદો લખી નાંખ્યો અને બધા ગુન્હેગારોને નિર્દોષ ઠરાવી દીધા. આ ચૂકાદો લઇને વકીલ શીરડી જવા નીકળ્યા. તેના પહોંચતાં પહેલાં બાબાએ સ્મશાને જતાં જતાં કેટલાંક માણસોને સંબોધીને કહ્યું કે તમે લોકો થોડી વાર રોકાઇ જાઓ તો એક ચમત્કાર જોવા મળશે. પણ તેઓ બહુ વખત રોકાયા નહિ. તેઓ મસીદમાંથી નીકળ્યા એટલામાં તો પેલા વકીલ આવી પહોંચ્યા અને પેલા ગુન્હેગારો છૂટી જવાના અજબ જેવા સમાચાર ગામલોકોને સંભળાવ્યા. બાબાએ કહેલો ચમત્કાર આજ હતો એમ તેમને ખબર પડી અને બાબા ઉપર ભરોસો રાખનારને તેઓશ્રી કેવી રીતે બચાવી લે છે તે તેમને સમજાયું. બાબા તો ખરેખર, બધું કરી શકે તેમ છે.

**બિમારીને લગતી બાબતો**—ઉપર જણાવેલી બાબતમાં કોઇ શંકાશીલ માણસ એમ કહી શકે કે હિપ્નોટિઝમ જેવા મનોબળના પ્રયોગોથી પણ આવું થઇ શકે. આવી દલીલ થઇ શકે નહિ તેવો એક પ્રસંગ નીચે આપ્યો છે. તેમાં સાંઇબાબાએ એક મનુષ્યનો અગર તો વધારે ચોકસાઇથી કહીએ તો એક મનુષ્યના પગનો, તે મનુષ્યને પોતાને ખબર પણ હોય નહિ તેવી રીતે, રોગ મટાડવામાં ઉપયોગ કર્યો હતો.

ડાકટર ચિદંબર પીલ્લે બાબાના એક પરમ ભક્ત હતા. તેને પગે વાળો નીકળ્યો હતો અને તેનાથી તેને એટલી બધી પીડા થતી હતી કે તેમણે બાબાને કહેવરાવ્યું કે મારાં પૂર્વજન્મનાં જે પાપને લીધે આ પીડા થતી હોય તે આ જન્મમાં મને માફ થાય તો બીજા દસ જન્મ સુધી તેની પીડા ભોગવવા હું કબૂલ થાઉં છું. બાબાએ તેની મૂર્ખાઇભરેલી માગણી માટે તેને ઠપકો આપ્યો અને કહ્યું કે તેને માટે દસ જન્મ લેવાની જરૂર નથી. એવા સંત પુરુષો પડયા છે કે દસ

દિવસમાં જ તે પીડા મટાડી દઇને તમને સાજા કરી શકે તેમ છે. બાબાએ તે ડાકટરને શીરડી તેડાવી લીધા અને મસીદમાં સૂવરાવ્યા અને કહ્યું કે એક કાગડો આવીને તમારા ગૂમડાને ઠોલીને તમારી બધી પીડા મટાડી દેશે. થોડા સમય બાદ કદાચ બીજે દિવસે, બાબાનો એક નિમકહલાલ નોકર અબ્દુલ મસીદમાં દીવાબત્તી કરવા આવ્યો ત્યારે અજાણતાં તેણે ડાકટર પીલ્લેના સુજેલા પગ ઉપર પોતાનો પગ મૂકી દીધો એટલે ડાકટર પીલ્લેને એટલી બધી પીડા થઇ કે તેણે રાંડારાડ કરી મૂકી. પણ આ પીડા કરનારા ઓપરેશનની ચમત્કારિક અસર થઇ. ડાકટરના પગમાં જે પરૂં અને વાળા ભર્યા હતા તે બધું, અબ્દુલને પગે કચરાવાથી, બહાર નીકળી ગયું અને થોડાક દિવસમાં તો ડાકટર પીલ્લે સાજા થઇ ગયા. (અબ્દુલ* જ્યારે પહેલવહેલો શીરડી આવ્યો ત્યારે બાબા એમ બોલ્યા હતા કે મારો કાગડો આવી પહોંચ્યો) આ પ્રસંગમાં, કાગડાના પગનો ઉપયોગ ઓપરેશન કરવામાં થયો હતો, તેની તેના મનને ખબર પણ નહોતી.

ખ્રિસ્તી ધર્મપ્રવર્તક આંધળાની આંખો ઉપર હાથ લગાડીને તેમને દેખતા કર્યા હતા એમ કહેવાય છે. સાંઇબાબાએ પણ આવી રીતે દયા કર્યાના દાખલા બન્યા છે વિઠ્ઠલરાવ યશવંત દેશપાંડેના દાદા પચીસ વરસ પહેલાં તદ્દન આંધળા હતા. પણ તેને સાંઇબાબા ઉપર શ્રદ્ધા હોવાથી તેને એક વખતે શીરડી લઇ જઇને સાંઇબાબાની મસીદમાં લઇ ગયા. ત્યાં બાબાને પગે લાગતી વખતે તેણે શોકાર્ત સ્વરે કહ્યું, "અરે પ્રભુ, મારી આંખે આપનાં દર્શન થતાં નથી." બાબાએ તરત જ કહ્યું, "થશે, ભાઇ, થશે." પછી બાબાએ તે આંધળા ડોસાના

---

* આ અબ્દુલ હજી પણ શીરડીમાં છે અને બાબાએ ફરમાવ્યા મુજબ હંમેશ કુરાન પઢે છે. ભવિષ્ય જોવામાં અને ત્યાં આવનારા સેવકોને દુઆ દેવામાં પણ તે કુરાનનો ઉપયોગ કરે છે.

માથા ઉપર પોતાના હાથ મૂકયા કે તરત જ તેનો અંધાપો જતો રહ્યો અને તેને બધું ચોખ્ખું દેખાવા લાગ્યું. ડોસો હર્ષથી રડી પડયો અને પછી તો કોઇએ તેને દોર્યા સિવાય તે શીરડી ગામમાં પગે ચાલ્યા અને પછી મુંબઇ પહોંચી ગયા.

હાથ લગાડીને રોગ મટાડવાનો ઉપાય તો બહુ જાણીતો છે. પણ બાબાની રોગ મટાડવાની પધ્ધતિ તો એવી વિવિધ પ્રકારની અને અટપટી હતી કે તેને કોઇ ખાસ વર્ગની કહી શકાય તેમ નથી. હવે બીજા એક બે પ્રસંગો જણાવીએ છીએ.

કે. જી. બુટી નામના એક પૈસાપાત્ર માણસ બાબાના ભકત હતા. એક વખત તે શીરડી હતા ત્યારે તેને કોલેરા લાગુ પડયો અને બહુ જ સખત તરસ લાગવા માંડી. તેની તરસ મટાડવા શું કરવું એ બાબત ડાકટર પીલ્લેએ બાબાને પૂછયું. ત્યારે બાબાએ તેને બદામની ખીર ખવરાવવાનું કહ્યું. આવા કોલેરાના રોગમાં બદામની ખીર ખવરાવવાથી તો રોગ વધી જાય એમ બધા વૈદ્યો અને ડાકટરોનું કહેવું છે. પણ બાબાએ આજ્ઞા કરી એટલે બેધડક બદામની ખીર ખવરાવી અને તેનાથી કોલેરા મટી ગયો.

મહાજની કાકા નામના એક શખ્સ બાબાના સેવક હતા તેને મરડો થઇ આવ્યો અને વારંવાર ઝાડા થવા લાગ્યા. તે મસીદની આગળ ચોતરામાં બેઠા હતા ત્યારે બાબાએ ખૂબ ગુસ્સામાં આવી જઇને બૂમો મારવા માંડી એટલે બધા ત્યાંથી નાશી ગયા. જયારે મહાજની કાકાએ પણ ઊભા થઇને જવા માંડયું ત્યારે બાબા તેની પાસે પહોંચી ગયા અને તેને ત્યાંજ બેસાડી દીધા. માણસો જયારે નાસવા લાગ્યાં હતાં ત્યારે કોઇની પાસેથી મગફળીની પોટલી પડી ગઇ હતી. બાબાએ તેમાંથી મહાજનીને ખૂબ મગફળી ખવરાવી અને ઉપર પાણી પાયું. ડાકટરી મત પ્રમાણે તો આવી રીતે મગફળી ખવરાવવાથી ઝાડા વધી પડે. પણ કાકાને તો ઝાડા બંધ થઇ ગયા અને તે સાજા થઇ ગયા.

રોગ મટાડવાનો એક બીજો દાખલો તો તેનાથી પણ વધારે વિચિત્ર છે. એક માણસને એકાંતરિયો તાવ આવતો હતો. તેણે બાબા પાસે દવા માંગી એટલે બાબાએ તેને કહ્યું કે દહીંભાત લઇને તું ફલાણે મંદિરે જા. ત્યાં તને એક કાળો કૂતરો જોવામાં આવશે. તેને દહીંભાત ખવરાવી દેજે એટલે તું સાજો થઇ જઇશ. પેલા માણસે બરાબર તેમજ કર્યું અને તેનો તાવ જતો રહ્યો. હવે એક બીજો પ્રસંગ લખીને બાબાએ રોગ મટાડવા માટે કરેલા ચમત્કારોનું વર્ણન પુરૂં કરશું.

ભીમાજી નામના એક માણસને ક્ષયરોગ જેવું છાતીનું કાંઇ બહુ સખત અને જૂનું દરદ હતું. શામ નામનો બાબાનો ભકત તેને બાબા પાસે લઇ ગયો અને તેનો રોગ મટાડવા માટે પ્રાર્થના કરી. બાબાએ કહ્યું કે તેણે પૂર્વજન્મમાં ચોરી કરી હતી તેના ફળરૂપે તેને આ બિમારી ભોગવવી પડે છે એટલે હું કાંઇ નહિ કરૂં. આ સાંભળીને પેલો માણસ પોકારી ઊઠયો કે "બાબા, હું તમારે શરણે આવ્યો છું. મારે કોઇનો આશરો નથી. દયા કરો, દયા કરો. "આથી બાબાને દયા આવી ગઇ એટલે તેને કહ્યું, "ડેર જાઓ, ફીકર મત કરો" તેં શીરડીની ભૂમિમાં પગ મૂકયો ત્યારથી તારા પૂર્વ જન્મનાં કર્મોનો નાશ થઇ ગયો છે. અમારી મસીદનાં પગથીઆં ચડતાંજ દુઃખીદરિદ્રિ સુખસંપત્તિવાળાં થઇ જાય છે. તે ફકીર (બાબાના ગુરૂદેવ) બહુ રહેમવાળા છે. તે તારો રોગ મટાડી દેશે. તે સોના ઉપર રહેમ કરે છે." બાબાએ તે માણસને ચાવડીમાં રાખ્યો અને તેને સ્વપ્નામાં દુઃખ દઇને સાજો કર્યો. તેને પહેલાં બાળપણનું સ્વપ્નું આવ્યું. તેમાં જાણે કે તેણે પોતાનો અભ્યાસપાઠ બરાબર નહિ કર્યો હોવાથી શિક્ષક તેને ખૂબ સોટીઓ મારી તેના ચમચમાટનું દુઃખ તેને ભોગવવું પડયું. બીજા સ્વપ્નામાં કોઇ જાણે કે તેની છાતી ઉપર પથ્થરનો રોલ ફેરવીને તેને

કચડી નાંખતું હતું તેની પીડા તેને ભોગવવી પડી. આવી રીતે સ્વપ્નામાં દુ:ખ આપીને તેનું કર્મનું રૂણ ફેડી નાંખ્યું અને તેનો રોગ મટાડી દીધો. તે માણસ પૂરેપૂરો સાજો થઇને ઘેર ચાલ્યો ગયો.

ઉપરના બધા પ્રસંગોમાં બાબાએ તેના ભકતો અને યાત્રીઓને સંસારી લાભો આપીને તેમના હૃદયમાં પોતાના પ્રત્યે તેમજ પ્રભુ પ્રત્યે ઉપકારબુધ્ધિ ઉપજાવીને તેમના નૈતિક સિધ્ધાંતો દૃઢ કરાવ્યા અને તેમ કરીને તેમને કલ્યાણને માર્ગે ચડાવ્યા હતા.



## પ્રકરણ ૮ મું ... ... પ્રવાસ અને સામાજીક બાબતો

ગેબી મદદ અથવા ચમત્કારમાં જેને વિશ્વાસ આવી શકતો ન હોય તેવા માણસો માટે સૌથી સરસ ઉપાય એ છે કે તેમણે દૈવી અવતારો અથવા ઓલિયાઓએ પરોપકારનાં કેવાં કેવાં કામ કર્યાં છે તેની તપાસ ભરોસાપાત્ર અને જીવતા માણસોની મારફત કરવી. આવી ભરોસાપાત્ર સામગ્રી ઉપરથી પહેલાંનું તેમજ હવે પછીનું કેટલુંક લખાણ કરવામાં આવ્યું છે.

સાંઇબાબાની પાસે હજારો માણસ આવતાં હતાં અને સાંઇબાબા હંમેશાં એક બે કલાક ફરવા જઇને પોતાના ભકતોમાંથી કોને કઇ જાતની મદદ કરવી તેનો વિચાર કરતા હતા. રાત્રે મસીદમાં તેઓશ્રી પ્રભુભજન કરતા હતા અને ત્યાં પણ કોનું કેવી રીતે ભલું થઇ શકે તેમ છે તેનો વિચાર કરતા હતા. બીજાં સ્થળોએ અને સમયે પણ તેઓ ભકતહિતચિંતન કરતા હતા. પણ ઉપરના સ્થળ અને સમય તે વિષયમાં નિર્વિઘ્ન વિચાર કરવા માટે વધારે અનુકૂળ

પડતાં હતાં. પોતાના ઉપર ભરોસો રાખનારનું ભલું થતું હોય તેવી કોઇ પણ બાબતને તેઓ નજીવી ગણતા નહિ.

**પ્રવાસ**—શ્રી સાંઇનાથ બાબાનું ભૂત, વર્તમાન અને ભવિષ્ય કાળનું જ્ઞાન એટલું વિશાળ હતું કે તેમના ભકતોના પ્રવાસની બાબતમાં તેઓશ્રી અમૂલ્ય મદદ કરી શકતા હતા. જ્યારે ક્યાંય પણ જવા આવવામાં કોઇપણ જાતનું વિઘ્ન કે જોખમ આવવાનું હોય ત્યારે તેઓશ્રી ભકતોને શીરડીમાંથી જવાની રજા આપતા નહોતા અથવા તે કેટલીએ ભલામણો કરતા હતા. નાનાસાહેબ અને બેહરે નામના તેમના ભકતો હંમેશાં તેમનું કહ્યું માનતા હતા અને તેનાથી તેમને ફાયદો પણ થતો હતો. પણ કોઇ ઘમંડી લોક તેમનું કહ્યું ન માને તો તેમને હેરાન થવું પડતું હતું. એક વખતે એમ બન્યું કે શ્રી. બેહરે અને દાસગણુ મહારાજ શીરડીથી જવા માટે રજા લેવા ગયા ત્યારે સાંઇબાબાએ તેમને રજા તો આપી પણ એવી ભલામણ કરી કે તમારે સીધા કોપરગામ સ્ટેશને જવું. રસ્તામાં ક્યાંય પણ રોકાવું નહિ. તેઓ જઇ રહ્યા હતા ત્યારે રસ્તામાં તેમને બીજા ટાંગાવાળા મળ્યા, તેમણે કહ્યું કે હજી ગાડીને બહુ વાર છે, માટે થોડી વાર રોકાઇ જાઓ. પણ તેમણે આ લોકોનું માન્યું નહિ અને સીધા સ્ટેશને પહોંચી ગયા. પાછળના ટાંગાવાળાઓને લૂટારાઓનો ભેટો થઇ ગયો અને કેટલીક માલમત્તા ગૂમાવીને માંડમાંડ સ્ટેશન ભેળા થયા.

અબ્દુલ રંગારી નામના માણસની સ્ત્રીના ગળામાં અને પેટમાં દરદ થતું હતું તેનો ઉપાય કરાવવા માટે તે સાંઇબાબા પાસે આવ્યો હતો. તે બાઇનો રોગ મટયા પછી તે જવા લાગ્યો ત્યારે સાંઇબાબાએ તેમને રોકાઇ જવાનું કહ્યું પણ તેમનું કહેવું નહિ માનતાં તે રાતોરાત ટાંગામાં બેસીને પોતાની સ્ત્રી સાથે રવાના થયો. જ્યારે તેઓ સ્ટેશનને

અરધે પહોંચ્યા ત્યારે તેમનો ટાંગો ભાંગી પડયો અને તે લોકો મધરાતને વખતે એક નિર્જન રસ્તામાં ફસાઇ પડયા. સાંઇબાબાએ પોતાના અંતરજ્ઞાનથી આ વાત જાણી લીધી અને તેમને માટે બીજો ટાંગો મોકલી આપ્યો.

એક વખતે નાનાસાહેબ ચાંદોરકરની ભલામણ ઉપરથી એક યુરોપિયન સાંઇબાબાને મળવા આવ્યો હતો. થોડા દિવસ પછી તેણે જવાની રજા માગી ત્યારે બાબાએ તેને ના પાડી. પણ તેમને નહિ ગણકારીને તે તો શીરડીથી રવાના થઇ ગયો. અરધેક રસ્તે પહોંચ્યો હશે ત્યાં તો તેના ટાંગાના ઘોડા ભડકયા અને ટાંગો ઉંધો વળી ગયો અને તે ગૃહસ્થ નીચે પડી ગયો. આથી તે બિચારાને ઘણો વખત ઇસ્પિતાલમાં રહેવું પડયું.

નાનાસાહેબ ચાંદોરકરને સાંઇબાબા ઉપર એટલી દૃઢ આસ્થા હતી કે બહુ જરૂરી સરકારી કામકાજની બાબતમાં પણ તે સાંઇબાબાની આજ્ઞાનું ઉલ્લંઘન કરતા નહિ. એક દિવસે નાનાસાહેબ શીરડીમાં હતા ત્યારે કલેકટર તથા બીજા કેટલાક અમલદારોને મળવા જવાનું હતું તેથી તે સાંઇબાબા પાસે રજા માંગવા ગયા. બાબાએ ના પાડી એટલે તે રોકાઇ ગયા. બીજે દિવસે બાબાએ રજા આપવાથી તે ગયા ત્યારે તેમને ખબર પડી કે કલેકટરે તાર કરીને આગલા દિવસની મીટિંગ મુલતવી રાખી હતી.

એક વખતે એક વકીલ સાંઇબાબા પાસે આવ્યા હતા. તેને પંઢરપુરમાં એક કેસ ચલાવવાનો હતો. તેની તારીખ ઉપર વખતસર પહોંચવા માટે શીરડીથી નીકળવાની તેણે બાબા પાસે રજા માંગી. પણ બાબાએ ત્યારે રજા આપી નહિ પણ બીજે દિવસે તેને જવા દીધા. બાબાની આજ્ઞાથી તે વકીલ રોકાઇ ગયા હતા પણ તે પંઢરપુર ગયા ત્યારે તેને ખબર પડી કે સામા પક્ષની દરખાસ્ત ઉપરથી કેસની મુદત એક દિવસ વધારવામાં આવી હતી.

એક વખતે શીરડી ગામના તાત્યા પટેલને ડિસ્ટ્રિક્ટ મુનસફ પાસે હાજર થવાનો હુકમ મળ્યો પણ બાબાએ તેને જવા દીધો નહિ. એટલે તેણે ગેરહાજર રહેવા માટે કાંઇક બહાનું લખી મોકલ્યું. પછી ખબર પડી કે તે દિવસે મુનસફની તબિયત બગડી આવવાથી કોર્ટ બંધ રહી હતી.

શ્રી. એચ. એસ. દીક્ષિતને એક વિલ (વસિયતનામા) ના કેસમાં હાઇ કોર્ટમાં હાજર થવા માટે બે ત્રણ વખત સમન મળ્યા હતા. પણ બાબાએ ના પાડવાથી તે ગયા નહિ અને થયું એમ કે તે દરેક વખતે તે કેસનો વારો આવ્યો નહિ, અને જે દિવસે હાજર થવાની બાબાએ રજા આપી તે દિવસે તે કેસ ચાલ્યો અને તેની જુબાની લેવામાં આવી.

એક દિવસે શ્રી. એચ. વી. સાઠેને બહુ જરૂરી કામ માટે કલેક્ટર અને તેના વરિષ્ઠ અધિકારીઓને તેમના મુકામ ઉપર મળવા જવાનું હતું. પણ સાંઇબાબાએ રજા આપી નહિ. ત્યારે તેને પોતાના સસરાની મારફત બાબાને કહેવરાવ્યું કે જો હું હાજર થઇશ નહિ તો મારી નોકરી જશે અને બીજી પણ કેટલીક આફતો આવી પડશે. જવાબમાં બાબાએ કહ્યું કે એને (સાઠેને) ઘરમાં બંધ કરીને પૂરી રાખો. બે દિવસ સુધી તેને જવા દીધા નહિ અને હવે મારી શી દશા થશે એમ તે બળાપો કરતા રહ્યા. ત્રીજે દિવસે રજા મળી. મુકામ ઉપર જતાં તેને ખબર પડી કે વરિષ્ઠ અધિકારીઓએ તેને ખબર કર્યા સિવાય પહેલાંનો કાર્યક્રમ બદલી નાંખ્યો હતો. તેને પોતાને તો કાંઇ ખબર મળ્યા નહોતા પણ બાબાએ તો બધી વાત પોતાના મનમાં જાણી લીધી હતી અને ફોકટનો ધક્કો ખાતાં તેને બચાવ્યા હતા. શ્રી. સાઠેને જ્યારે બધી બાબતની ખબર પડી ત્યારે સાંઇબાબા ઉપરની તેની આસ્થા વધારે દૃઢ થઇ.

સાંઇબાબાએ સંસારી બાબતોમાં આપેલી મદદનું આ લખાણ, હવે લગ્ન પ્રસંગે આપેલી મદદના કેટલાક પ્રસંગો લખીને સમાપ્ત કરશું.

શ્રી. જી. ડી. વૈદ્ય નામના સાંઇબાબાના એક ભકત હતા તેને પોતાની દીકરી માટે યોગ્ય વર મળતો નહોતો. તેથી તેને બહુ ચિંતા થયાં કરતી હતી. એક વખતે બાબાએ તેને સ્વપ્નામાં આવીને તેને બે છોકરા દેખાડયા અને કહ્યું કે તારે કાંઇ ચિંતા કરવી નહિ. કેશવ દીક્ષિતનો દીકરો તારી દીકરી માટે ઠીક થઇ પડશે. શ્રી. વૈદ્યે પોતાના દીકરાને તે સ્વપ્નની વાત કરી ત્યારે તેણે કહ્યું કે મારી ઓફિસમાં દીક્ષિત અટકનો એક છોકરો છે. તેના બાપનું નામ કેશવ છે અને તમે સ્વપ્નમાં જોએલા બે છોકરાનું વર્ણન કર્યું તેમાંથી એકને તે બરાબર મળતો આવે છે. જરૂરજોગી તપાસ કર્યા પછી તેની વાત ચલાવતાં સગપણ નકકી થયું અને આવી રીતે બાબાએ કરી આપેલો સંબંધ પાર પડયો.

શ્રી. જી. જી. શિરિયન નામના સાંઇબાબાના એક ભકત હતા. તેણે સન ૧૯૨૪ માં એક મિત્ર સાથે એવી ગોઠવણ કરી હતી કે તેના (મિત્રના) દીકરાને પોતાની દીકરી સાથે પરણાવવો. પણ વખત જતાં એમ બન્યું કે પેલા મિત્રને વધારે કિંમતનો કરીઆવર લાગે તેવી છોકરી સાથે પોતાના છોકરાને પરણાવવાનો લોભ થયો. આથી તેણે શ્રી. શિરિયન સાથે થએલી મોંઢાની વાત ઉડાવી દીધી અને લગ્ન કરવાની ના પાડી. શ્રી. શિરિયનને આ વાતથી બહુ ખોટું લાગ્યું અને દુઃખ થયું. પણ તેનું કાંઇ ચાલે તેમ નહોતું. બાબા સિવાય કોઇ તેની બગડેલી બાજી સુધારી શકે તેમ નહોતું. આથી તેણે સાંઇબાબાને પ્રાર્થના કરી. ત્યારે સાંઇબાબાએ કહ્યું કે તારે ચિંતા કરવી નહિ. તે જ છોકરાને હું બે વરસની અંદર તારો જમાઇ બનાવી દઇશ. પેલા મિત્રે વધારે માલ લાવે તેવી કન્યા મેળવવા માટે ખૂબ ફાંફા માર્યા પણ તેનું કાંઇ વળ્યું નહિ અને તે છોકરાએ પણ તેના બાપને સંભળાવી દીધું કે તમે મારૂં વેચાણ કરવા દોડાદોડી કરો છો તે મને ગમતું નથી. આમ થવાથી, પહેલાં થએલી વાત ફરીથી નકકી થઇ અને બાબાએ કહ્યા

પ્રમાણે બે વરસની અંદર લગ્ન થઇ ગયાં. શ્રી. શિરિયનને બાબાના વચન ઉપર પૂરો વિશ્વાસ હતો અને આ લગ્ન થઇ જવાથી તે વિશ્વાસ વધારે દૃઢ થયો.

હવે છેલ્લો એક પ્રસંગ વર્ણવશું. તે ઉપરથી સાંઇબાબાના વહાલા ભક્તો કેટલી હદ સુધી લાડ કરતા હતા તેનો ખ્યાલ આવશે. સાંઇબાબા પોતાના ભક્તોને એમ કહેતા હતા કે એક માતાની* માફક હું પણ મારા ભક્તોરૂપી બાળકો પર ક્રોધ કરી શકું નહિ, છતાં તેમને તો લાડકાં છોકરાંની પેઠે મારા ઉપર ગુસ્સે થવાનો અધિકાર છે.

સૌ. બી. ચોહાણ બાબાની એક બહુ આસ્તિક સેવિકા હતી. તેને એક વખત બાબા ઉપર બહુ જ ખીજ ચડી ગઇ હતી, કારણ કે તેને એક કુંવારી જુવાન દીકરી હતી અને કેટલાય પ્રયત્ન કર્યા છતાં પણ કયાંય તેનો સંબંધ થતો નહોતો. છેવટે સને ૧૯૨૩ ની સાલમાં એક માણસ સાથે તેની બાબતમાં વાત ચાલી. પણ તે વાતને છ મહિના થઇ ગયા તો પણ તેણે કાંઇ ચોકકસ જવાબ આપ્યો નહિ. પછી તે બાઇ કંટાળી ગઇ અને એક રાતે સાંઇબાબાની છબી પાસે જઇને કહેવા લાગી કે, "બાબા, તમારી અદ્દ્ભુત શકિતનો પરચો તમે બધાને બતાવો છો તો મારા ઉપર કેમ પ્રસન્ન થતા નથી? મારી દીકરી કયાંય ઠેકાણે પડતી નથી અન તેની ચિંતાથી હું બહુ દુ:ખી થાઉં છું. તમારામાં કાંઇ શકિત હોય તો આવતી કાલ સુધીમાં મને જવાબ મળી જાય તેમ કરો." પછી તે બાઇ સૂઇ ગઇ અને સાંઇબાબાએ તેના સ્વપ્નામાં આવીને કહ્યું કે કાલે તને જવાબ મળી જશે સવારમાં તે પ્રમાણે જવાબ આવી ગયો અને પછી તે છોકરીનાં લગ્ન પણ થઇ ગયાં.

**સમાપ્ત**

---

*સાંઇબાબાની એક મરાઠી સ્તુતિમાં ભકતલોકો તેમને માતા તરીકે સંબોધે છે:

साइनाथ गुरु माझी आई, मजला तव ध्यावा पायीं ।

હે સાંઇનાથ, હે મારી માડી, મને તારાં ચરણો પાસે રાખજે.



આ પુસ્તક છગનલાલ વનમાળી યોગીએ ઇલા પ્રિન્ટરી, હમામ સ્ટ્રીટ, કોટ, મુંબઇ
મધ્યે છાપ્યું અને ઑલ ઇન્ડીઆ સાંઈ સમાજ (મદ્રાસ) માટે
શ્રી. બી. વી. નૃસિંહસ્વામીએ તે જ સ્થળેથી પ્રગટ કર્યું.